

વડોદરા રાજ્યમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલું

# શ્રી કુંભનાથનું શિવાલય.

કર્તા

મલાશંકર જયશંકર પાઠક.



(વડોદરા રાજ્યમાં ઈનામ લાઈબ્રેરી માટે મંજુર થયેલું)

# શ્રી કુંભનાથનું શિવાલય.

(વિવેચન અને સ્પષ્ટાર્થ સાથે ભક્તિરસપૂર્ણ કાવ્ય)


લેખક અને પ્રકાશક,

પ્રભાશંકર જયશંકર પાઠક.

ઠે. પાર્વતી મેન્શન્સ રૂમ નં. ૨૦ મુંબઈ-૬



સંવત ૧૯૭૨. પ્રત ૫૦૦.

પુષ્કળ સુધારા વધારા સાથે

દ્વિતીયાવૃત્તિ.

કીંમત રૂ૦ ૦—૪—૦ પોસ્ટેજ જુદું.

# અર્પણ પત્ર.

---

॥ जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥

જગજ્જનની અંબાતુલ્ય ગંગાસ્વરૂપ મ્હારાં માતુશ્રી અંબાબાઈ, તથા કૈલાસ વાસી શ્રીશંકર તુલ્ય કૈલાસવાસી મ્હારા પિતાશ્રી જયશંકર.

નિવાસ—દ્યાવાપૃથિવ્યૌ.

જન્મથી માંડી અત્યાર સુધીમાં આપે કરેલા મ્હારા પર અસંખ્ય ઉપકારોથી ઓશીંગણ થયેલો, આપના ચરણકમળનો દાસ, આપનો અજ્ઞાન બાળક, આપે અનેક કષ્ટો વેઠી યથાશક્તિ મ્હને આપેલા વિદ્યાદાનની પ્રથમ પ્રસાદીરૂપ, મ્હારો રંક પ્રયત્ન, એક ક્ષુદ્ર સેવા રૂપે આ લઘુ કાવ્ય કે જેમાં સ્વર્ગતુલ્ય મ્હારી જન્મભૂમિનો પણ કંઈક ઉલ્લેખ છે તે હે મ્હારાં સ્વર્ગથી પણ અધિક માતાપિતા! આપનેજ અર્પણ કરવું યોગ્ય ધારી સવિનય સપ્રેમ હું આપને સમર્પણ કરૂં છું તે સ્વીકારી ઉપકૃત કરશોજી.

| ભાદ્રપદ શુક્લ ૧<br>૧૯૬૯ વિક્રમાર્ક.<br>મુંબઇ ૨. | હું છું આપનો<br>બાળક.<br>પ્રભાશંકર. |
|---|---|

# બે બોલ.

છેક બાલ્યાવસ્થામાં મ્હારી જન્મભૂમિ નજીક આવેલું શ્રી કુંભનાથનું જીર્ણ શિવાલય જોઇ તે વિષે માહિતી મેળવવા તે વખતેજ સંકલ્પ થએલો, જે કાળે કરીને તે સ્થળનો જીર્ણોદ્ધાર થયા પછી હવે પાર પડે છે. શિવાલય સંબંધી સર્વ હકીકત કાવ્યમાં જણાવેલી હોવાથી તત્સંબંધી આંહી લખવું અનાવશ્યક છે.

સદરહુ કાવ્ય તા. ૧૦-૩-૧૯૦૮ ના રોજ પ્રથમ મ્હારાથી દેશી રાગોમાં અપૂર્ણ લખાઇ તેવુંજ અત્યાર સુધી સચવાઇ રહ્યું હતું. જેમાં કેટલુંક રૂપાંતર તથા સુધારો વધારો કરી આ સ્વરૂપમાં સર્વ સમક્ષ આજે તે મુકાય છે.

કાવ્ય સંબંધી પ્રાચીન ઇતિહાસ મેળવવા મ્હારા વયોવૃદ્ધ સાહિત્યપ્રેમી જ્ઞાતિબંધુ કહાનજી માધવજી ભટ્ટ જેઓ ભાવનગર સ્ટેટમાં એક અનુભવી શિક્ષક તરીકે લેખાઇ હાલ એકલારામાં શિક્ષક છે તેમણે આપેલી મદદ બદલ આ સ્થળે તેમનો આભાર માનવાની તક લઉંછું.

વિશેષમાં છેલ્લે મ્હારા ઉદાર અને શ્રીમંત મિત્રરત્ન શાહ મુળચંદ રણછોડદાસ તરફથી અત્યાર સુધીમાં મ્હને મળેલી અનેક પ્રકારની મદદોમાં વધારા રૂપે આ કાવ્ય છપાવવા મળેલી મદદ બદલ તેમનો પુનઃ પુનઃ આભારી છું.

| મુંબઇ<br>તા. ૧-૯-૧૯૧૩. | કર્તા. |
|---|---|

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

જનસમૂહમાં સારી રીતે ફેલાવો પામેલી આ કાવ્યની પ્રથમાવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવ્યો છે. આ જોડે મુકેલા પેપરો માસિકો અને વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો વાંચતાં હરકોઇને સહજ ખાત્રી થશે કે કાવ્યની કદર સારી રીતે થઇ છે. વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી પણ ઇનામ લાઇબ્રેરી માટે મંજુર કરી તેને ઉત્તેજન આપવામાં આવ્યું છે તે બદલ હું તે ખાતાના નેતાનો તેમજ જેમણે આ પુસ્તકની નકલો ખપાવવામાં ઘણી કીંમતી મદદ કરી છે તેમનો પણ હું આભારી છું.

કાવ્યમાં એકદમ પ્રવેશ નહીં કરી શકનારાઓ માટે આ આવૃત્તિમાં કાવ્યને છેડે સ્પષ્ટાર્થ સાથે વિસ્તૃત વિવેચન મુકવામાં આવ્યું છે. સરળતાની ખાતર આખા કાવ્યને પાંચ વિભાગમાં વહેંચી નાંખી અમુક અમુક બાબતો ઝટ નજરે પડે તેમ જૂદા જૂદા શિર્ષકો નીચે મુકી છે; તેમ કરતાં મૂળ કાવ્યની વસ્તુને જે તે યોગ્ય સ્થળે મુકી નવી ગુંથણી કરી છે. એકંદરે સાધારણ લોકોથી માંડી ઉત્તમ પંક્તિના વિદ્વાનોને પણ પ્રિય થઇ પડે તથા વિદ્યાર્થીઓને અને કન્યાઓને પણ સુગમ પડે તેમ સરળ અને આકર્ષક કરવા બનતી સાવચેતી લીધી છે. આ પ્રમાણે સુધારા વધારા કરેલા હોવા છતાં પુસ્તકને લોકપ્રિય કરવા માટે મૂળ કીંમતમાં કાંઇજ વધારો કર્યો નથી તો આશા છે કે વાંચકવર્ગ તેની કદર કરશેજ.

આ બીજી આવૃત્તિ છપાવવામાં પણ મ્હારા શ્રીમંત મિત્રરત્ન શાહ મુળચંદ રણછોડદાસે મદદ કરી છે તે બદલ તેમનો આભાર માનું છું.

મુંબઇ
તા. ૧૮-૧૨-૧૫.

કર્તા.

## આ પુસ્તક માટે મળેલા કેટલાક ઉત્તમ અભિપ્રાયો.

"સોરઠી સ્તવન" મને બહુ ગમે છે. બીજી કવિતાઓમાં શબ્દોની સરળતા અને અર્થની વિષદતા છે.

**હીંમતલાલ ગણેશજી અંજારીયા-મુંબઇ.**

કાવ્યરચના ચિત્રાલેખન અને માધુર્ય જોઇ તમારો વિશેષ પરિચય કરવા ઇચ્છા ઉદ્ભવે છે.

**ગણપતરામ અનુપરામ ત્રવાડી—સુરત.**

ત્હમારૂં કાવ્ય આદ્યંત હું એકજ બેઠકે વાંચી ગયો. ભાષા અને વૃત્ત તમારે હાથે બેઠાં છે. વર્ણન અને રસ પણ જમાવી શકોછો.

**રણજીતરામ વાવાભાઇ મહેતા—પુના.**

જાણે કુંભનાથનાં દર્શન આંહી બેઠે પ્રત્યક્ષ થતાં હોય એમ તમારી કવિતાથી ભાસ થયો અને તેથી જ જણાય છે કે તમે સુહૃદયી કવિ છો. **દેવશંકર વૈકુંઠજી ભટ્ટ—ભાવનગર.**

સહેલી વર્ણનાત્મક અને જુસ્સાદાર શૈલીમાં (આ પુસ્તક) રચાયું છે. કુદરતી દેખાવ અને બીજા પ્રસંગોનું બ્યાન સારૂં કરવામાં આવ્યું છે.

**"સાહિત્ય" માસિક** પુસ્તક ૩, અંક ૬.

કાવ્ય ન્હાનું છે પણ તેનું સરળ અને રસાત્મક વર્ણન ઘણું આનંદદાયક લાગે છે. **"અનાવિલ હિતેચ્છુ."**

કર્તાએ શિવાલયનો ઇતિહાસ આપ્યા પછી જે કથા કવિતામાં લલકારી છે તે રસ પમાડનારી છે. ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે.

**"જામે જમશેદ"** તા. ૧૪-૨-૧૪.

મહા કવિ નર્મદની જુસ્સાભરી ફાંકડી વાણીનું ભાન કરાવવા ઉપરાંત સ્વદેશપ્રેમ જગાડે છે. કવિતામાં પ્રસાદ છે. સુંદર ચિત્રો ઉઠયાં છે. રસની જમાવટ ખૂબ કરી છે.

**વૈદ્ય કરૂણાશંકર મૂળજી—કુંડલા.**

# અનુક્રમણિકા.

## अथ मङ्गलम्

हेयोपादेयशून्यं मुनिगणमनसामद्वयानंदहेतुः ।
सेतुः संसारवारांनिधिसुखतरणे श्रीमहेशानसंज्ञम् ॥
प्रालेयं ज्योतिरन्तः परिणततिमिरव्यूहविच्छेददक्षं ।
किंविद्वाचामधीशं स्फुरतु मम हृदि त्र्यक्षरं विश्वसाक्षि ॥

कल्पांतक्रूरकेलिः क्रतुकदनकरः कुन्दकर्पूरकान्तिः ।
क्रीडन्कैलासकूटे कलितकुमुदिनीकामुकः कान्तकायः ॥
कंकालक्रीडनोत्कः कलितकलकलः कालकालीकलत्रः ।
कालिन्दीकालकण्ठः कलयतु कुशलं कोऽपि कापालिको नः॥

# શ્રી કુંભનાથનું શિવાલય.

## વિભાગ ૧ લો.

### સ્તવનો.

#### સરસ્વતી સ્તવન.

શાર્દુલ વિક્રીડિત.

જે સૃષ્ટિ સરજનાર કેરી દુહિતા આનંદઉલ્લાસિની,
જે સેવે ખરૂં બ્રહ્મચર્યજ સદા સંસારવિરાગિણી,
જે વાણી રૂપ ધારિણી, અખિલ આ બ્રહ્માંડ સંચારિણી,
વંદું તે મમ ઈશ્વરી પ્રણયથી અજ્ઞાન વિદારિણી.

જેણે ગ્રંથ ગ્રહ્યો છે એક કરનાં, બીજે ગ્રહી માલિકા,
બીજા બે કરથી મધુર સ્વરથી જે છે વગાડે વીણા,
બેઠી જે શિખીવાહને પ્રણમતા ભક્તો તણી કામદા,
વંદું તે મમ ઈશ્વરી ભગવતી બુદ્ધિપ્રદા શારદા.

જેને સંગીતકોવિદો બહુ સ્તવે લ્હેરી રૂપે નાદની,
જેને વેદ વિશારદો પણ નમે વાચા ગણી બ્રહ્મની,

જેને કાવ્ય કલા રસિક કવિઓ દેવી ગણે ભારતી,
વંદું તે મમ ઇષ્ટદા અભયદા વિજ્ઞાનદા ઇશ્વિરી.
જેની ભક્તિ વિષેજ બાલ વયથી સંપૂર્ણ શ્રદ્ધા ઠરી,
જેનું કેવળ નામ માત્ર સ્મરતાં વિઘ્નોય જાયે ટળી,
જેની મ્હેર થકીજ કાર્ય સઘળાં પામે પરિપૂર્ણતા,
તે ભોળા શિવજી વિષે કંઇ લખું: દેવિ! મ્હને સ્હાય થા.

---

## સોરઠી સ્તવન.

### નારાચ.

પ્રસિદ્ધ જે પુરાણમાં અનાદિ કાળથી ઠરી;
કરે છ કીર્તિગાન જેનું મુક્તકંઠ કિન્નરી;
અનેક રત્ન જન્મદા; અનેકધા સુખપ્રદા;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

રહ્યા છ બાજુ ત્રણ સિંધુરાજ ગર્જના કરી;
નજીક એક દિશમાં વસેલ બ્હેન ગુર્જરી;
અખંડ ન્હાની નિર્મળી નદી વહે અનંત જ્યાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં!**

ઉદાર ઉદ્યમી અતિથિપ્રિય પ્રેમી લોક જ્યાં
સુખી નિરોગી જીંદગી હળીમળી ગુજારતાં;
મીઠાશ જીભની, અમીરી દિલની વસેલ જ્યાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

અનેક ભાટ ચારણો ફકીર તેમ માગણો;
ભિખારી સાધુ બ્રાહ્મણો તણો જહાં અછો ઘણો,
દરિદ્ર તોય છે દયાલુ દેશ જાણી તે વસ્યાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

અનેક વીર્યવાન વીર જ્યાં ઘુમેલ શૌર્યથી;
પરાક્રમોની નોંધ ઇતિહાસમાં બધી લખી;
સ્વતંત્ર જ્યાં અનેક રાજ આજ છે હયાતિમાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

મનોહરા પ્રિયંવદા વિલાસી અંગના વસે;
સમાન તેમની ન સ્નેહ સ્વામીનો કહીં હશે;
ધરે છ ઝુમણાંજ ઝાલ કાંબી જોડ ઓપતાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

અહીંજ નારી જાતિ "બાજરી" બન્યો છ "બાજરો;"
કઠોળ શેરડી તણાંય છે ભરેલ ખેતરો;
ત્વરિત વેગવાન અશ્વ પાણીદાર પાકતા;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

પીયૂષ સ્વાદ કાવ્યનો ચખાડનાર દેશ આ;
અહા ! વિશાળ ખાણુ રાગ રાગણી તણીજ આ;
કવિત્વ દેવી ભારતી વસ્યાં છ ઠીક વાસ જ્યાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં !**

**પ્રભાસ દ્વારિકા રહેલ મુખ્ય તીર્થરાજ જ્યાં;**
વળી અનેરૂં ભાલ માંહી **ભીમનાથ** ધામ જ્યાં;
નજીક જીર્ણ દુર્ગ ગિરિરાજ ગિરનાર જ્યાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં!**

**સુદામ ને નૃસિંહ** ભક્તરાજ જન્મ જ્યાં થયા.
ત્યજીજ **રાજસ્થાન** આંહી આવીને **મીરાં** રહ્યાં;
અનેક ભક્ત જન્મથી વસેલ જ્યાં પવિત્રતા;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં!**

ત્યજીજ જન્મભૂમિ કૃષ્ણ **દ્વારિકા** ઠરી વસ્યા;
પ્રભાસ ક્ષેત્રમાં સમાધિ સાધતા વળી રહ્યા;
**શ્રીકૃષ્ણપાદથી ભૂષિત ભૂમિ છે પવિત્ર આ;**
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં!**

ભલે ગરીબ ને દરિદ્ર દેશ આજ તે દિસે;
તથાપિ ઉચ્ચ ભાવના ન દિલથી હજુ ખસે;
ભવિષ્યમાં પ્રકાશશે કદીય પૂર્ણ જોસમાં;
**સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં!**

સોરઠા.

એવો સોરઠ દેશ, ભાંગ્યું ત્હોય ભરૂચ છે!
ના જુઠું લવલેશ, છે ભુખ્યાનો માળવો!
તીર્થોનો ભંડાર, દેવ તણો દરબાર છે!
જેમ ગગનમાં ભાણ, ભૂમંડળમાં તેમ તે!

# विभाग २ जो.

## ऐतिहासिक हकीकत.

---

### સ્થળ નિર્દેષ.

ઉપજાતી.

એ ભૂમિનો ભાગ રસાળ સારો, આધીન જે ગાયકવાડને છે;
પ્રખ્યાત જુનું તહીં શોભિતું છે, પવિત્ર કૈં આલય શિવ કેરૂં.

સોરઠા.

અમરેલી એ પ્રાંત, વડોદરાના રાજમાં,
જે છે સૌથી શાંત, તે સૌરાષ્ટ્રે આવીયો.
તાલુકાનું ગામ, **દામનગર** તે માંહી છે,
જેની પાસે ધામ દક્ષિણ દિશામાં રહ્યું.

ઉપજાતી.

તે ધામની આદિથી અંત સુધી, માંડી કહું વાત બધી પુરાણી;
જે સાંભળ્યે કેવળ શુદ્ધ ચિત્તે, પાપો તણો સંઘ સહુ ટળે છે.

મંદાક્રાંતા.

હૂતી ત્યાં તો નિબિડજ ઘણી મોટી ઝાડી અગાડી,
રે'તાં'તાં જ્યાં વનચર પશુ સુખથી બ્હીક છાંડી;

મધ્યાન્હે એ દિનકર તણાં કિર્ણ ભેદી શકે ના,
એવું ગાઢું તિમિર વસતું શાંતિના સ્થાનમાં ત્યાં.
દેવેચ્છાથી તહીં જઈ ચઢયા આદ્ય ઋષિ **અગસ્ત્ય,**
**સ્નેહેથી ત્યાં પ્રથમ** વસીયા વાત એવીજ સત્ય;
ઝાઝાં વર્ષો રહી તપ કર્યું સ્વસ્થ ચિત્તે કરીને;
સ્થાપ્યું પોતે તહીં અવનવું દેવનું સ્થાન પ્રીતે.
શીલા મ્હોટી નિરખી મનમાં કાંઈ વિચાર લાવી,
કોરી કાઢી ત્રિપુરહરની મૂર્તિ કો ચિત્ત ભાવી;
સ્થાપી પોતે વિધિ સહિત જે છે વિશાળી અખંડ,
અદ્યાપિ એ અદ્દભુત ઘણી શોભતી ને પ્રચંડ.

અનુષ્ટુપ.

સ્થપાયા યુગ ત્રેતામાં, કુંભજન્મા ઋષિ થકી,
વિસ્તર્યું વિશ્વમાં નામ, **કુંભનાથજ** ત્યારથી.
રહીને કૈંક વર્ષો ત્યાં, ગયા ચાલી પછી ઋષિ;
વસ્તી તહીં થવા લાગી, ધીમે ધીમે મનુષ્યની.
બંધાયો નેસ બાજુમાં, **ધારેશ્વર** કરી વળી,
પ્રતિષ્ઠા ગ્રામદેવીની, કરી તે હજુ છે તહીં.
નેસ તો નાશ પામ્યો છે, પાછળથી વર્ષો જતાં;
ખંડિયેર સુતાં તેનાં, યાદી જુનીય આપતાં.

---

## કુંભારાણાએ બંધાવેલું દેવળ.

મંદાક્રાંતા.

કે'છે કે કો અવધુત હતો લક્ષ્મણાનંદ નામે,
આવ્યો યાત્રાટનજ કરતો, જે ઠર્યો તેજ ઠામે;
રે'તો તે ત્યાં પૂજન કરતો, શિવનું ભક્તિભાવે,
દે'રૂં મ્હોટું તહીં નિરમવા, રોજ ચિત્તે વિચારે.

અનુષ્ટુપ.

ચિંતવે ચિત્તમાં કોઈ, રૂડું કાર્યજ કો કદિ,
યત્નથી સાધતાં કાળે, દૈવેચ્છાથી ફળે નકી.
હોય છે ભાવિ છુપાયું, કાળને પડદે રહી;
ઘટિકા આવતાં ત્હેની, પ્રકટે પૂર્ણપણે સહી.
દ્વારકાંદિશ જાતાં કેં, રાણો મેવાડનો ધણી,
મીરાંની સાસુનો જોયો, કુંભો જાય તહાં થકી.
લક્ષ્મણાનંદ બાવે ત્યાં, રોકયો રાણોજ રીજવી,
વિનવ્યો રાય કુંભો કે, કુંભનાથ વસે અહીં.
આપનું નામ જે છે તે, દેવનું પણ એ સહી;
નામની નામના રાખો, કરાવો ધામ તો અહીં.
સુણીને વાત બાવાની, રીજ્યો રાય અતિઘણું;
ભાવથી ત્યાંહી બંધાવ્યું, દેરૂં તો શિવજી તણું.
પોણોસો પર ચૌદસેં, સાલ વિક્રમની હતી;
કાકતાલીય જેવી આ, વાત જે વર્ષમાં બની.

## રાજકીય હકીકત.

સોરઠા.

એવા એ અવધૂત, ને કુંભો રાણો વળી,
લઇ કીર્તિ લખલૂટ, પંથે પોતાને પળ્યા.
એ અરસામાં એક, ધામ કને નજદીકમાં;
બંધાયો તો નેસ, **સભાડ** નામે ન્હાનકો.
ત્યાર પછી એ ધામ, પર કયા કયા રાજા થયા,
કહું છું ત્હેનાં નામ, આજ સુધી આદિ થકી.

મનહર.

ઘણા કાળ પહેલાં હતું ધામ આ **હઠીલા** કે
**ગોહલ ઠાકોર** તેને ભાવ થકી પૂજતા.
હઠીલાનો નાશ થતાં, **લાઠી દરબાર** જેહ,
અતિશય માન થકી, ઇશ તેને માનતા.
સંવત સત્તરસેને અઠયાશીની સાલ મહીં,
લાઠી દરબારે કંઈ કન્યાદાન આપતાં;
દીધાં દસ ગામ મળી **સભાડ**ના નેસ સાથે,
ગુર્જર નરેશ **દામાજી**ને મન ભાવતાં.

વસંતતિલકા.

એ રીત લાઠી દરબાર થકી પુરાણું,
એ ધામ ગુર્જર નરેશ તણું ગણાણું.
એ દિનથી મટી સભાડ બન્યું પનોતું,
**"દામાજીના નગર"** નામથી શે'ર મ્હોટું.

## પુરાણા દેવળનો નાશ થવો.

સોરઠો.

ત્યાં સુધી તે ઠામ, કુંભાનું દેવળ હતું;
પાછળથી રમખાણ, કહું છ ત્યાં કેવું બન્યું.

મનહર.

સંવત અઢારસેં ને છપ્પનની સાલ માંહી,
થયું કાંઇ વાવાઝોડું અચાનક કારમું.
મુશળની ધાર પેઠે પડયો વરસાદ અતિ,
કડાકા ભડાકા કરી તોફાન મચાવીયું.
દેવળની ટોચ પર આથડી પડંતાં વીજ,
ઉડી પડયું શિખર ને દેવળ તુટી ગયું.
પુરેપુરાં શત વર્ષ એવુંજ એ પડી રહ્યું,
હાલની સ્થિતિએ કેમ પ્હોંચ્યું તે હવે કહું.

---

## દેવળનો જીર્ણોદ્ધાર થવો.

સોરઠા.

ઓગણીસે છપ્પન, વર્ષે વર્ષ્યો કેર બહુ!
ના વર્ષ્યો પર્જન્ય! રસકસ પણ ઉડી ગયો!
પડયો કારમો કાળ, અતિ ભયંકર આકરો!
જનના મનમાં ફાળ, "જીવીશું શી રીતથી?"

વ્હારે ધાયો વીર, વડોદરાનો રાજીયો!
ભાગી સૌની ભીડ, રોજી આપી લોકને!
બંધાયું છે ધામ, તે વર્ષે પાછું ફરી,
ગરીબ ને ધનવાન, સૌની સરખી સ્હાયથી.

વસંતતિલકા.

સૌએ મળી કર્યું હતું ઉઘરાણું મ્હોટું,
જેમાં મળી રકમ કાંઈક શેઠીયાની;
નાણાં તણી મદદ રાજ તણીય રૂડી,
પ્હોંચી હતી પુનિત કાર્ય મહીં વળી કૈં.

દોહરા.

નાણાં એમ મળ્યાં થકી, રંક બહુ જીવંત;
જીર્ણોદ્ધાર થયો વળી, સૌનાં હરખ્યાં મંન.
વ્હેણુ નદીનું ફેરવ્યું, ગોળાકારે ત્યાંહ્ય;
બાંધ્યું સરોવર રૂડલું, નિર્મળ જળ છે જ્યાંહ્ય.
બાગ બનાવ્યો ન્હાનકો ફૂલછોડ ઉછરાય:
વળી ધર્મશાળા કરી, પથિક વિસામો ખાય.
કરી સડક સીધી તહીં, નગર સુધી લંબાય;
બે બાજુ વૃક્ષો તણાં ઝુંડ બહુ શોભાય.
છપ્પનીયાના કાળમાં, થયુંછ મ્હોટું કામ,
યુગ યુગ એ ટકશે હવે, સરસ થયું છે ધામ.

# વિભાગ ૨ જો.

## સ્થળ વર્ણનો.

---

### શિવાલયનો દેખાવ.

ચોપાઇ.

રચના ને શોભા તે તણી, કહું છું હાવે કેવી બની,
સઘળું કે'તાં નાવે પાર, માટે લખીયો ટુંકો સાર.
ન્હાનકડી સુંદર ટેકરી, સપાટ જે ઉપરથી ખરી,
તે પર છે આવ્યું આ ધામ, ફરતાં ચોપાસે છે ગામ.
ગગન પ્હોંચતા શિખર પરે ધ્વજા જોરથી છે ફડફડે,
અલ્લાબલ્લા ગામોની ખરે, તર્છોડી શું ફરજ કરે!
ધ્વજાસ્થંભને વળી વિશેષ, બાંધી ઘંટડી ન્હાની એક,
પવનલહરીએ જે ખડખડે, કર્ણમનોહર નાદજ કરે.
હેમ કળશ છે શિખર પરે, સૂર્યકિરણથી જે ઝળહળે,
અવર સૂર્ય એ તે શું હશે! ભાસ દૂરથી એવો થશે.
આકાશે શિખર જઇ અડે, જનના મનમાં શંકા પડે,
હશે ટોચ શું સ્વર્ગે અડી! સ્વર્ગ તણી સીડી કે ખડી!
જોતાં ઘુમટ દૂરે થકી, વિમાન જેવું લાગે નકી,
જે જન તેનાં દર્શન કરે, તેને નિશ્ચે સ્વર્ગજ મળે.

ચાક પ્રથમ જે દેવળ તણો, સુંદર આરસથી છે જડયો,
બીજી પુષ્પનો પુંજજ જ્યાંહ્ય, પડીયો એક જ બાજુ માંહ્ય.
એક ખુણે ઓરસીયો જડયો, સુખડનો કટકો પણ પડયો;
ઘોડી પર સ્હામું છે પડયું, ત્રાંબાનું ત્રંબાળુ વડું;
વચ્ચે સ્થાપન વૃષભતણું, શ્યામ કૂર્મ તે આગે ગણું;
વાયુપુત્ર ને વળી ગણેશ સ્હામા સ્હામી બેઠા બેશ.
આડે સળીએ સાંકળ જડી, છેડે બાંધી ઘંટા વડી,
જેનો નાદ મનોહર થાય. અતિ દૂર પણ તે સંભળાય.
ઉંચે ખુણી વળી વિશેષ, કુશળ ચિતારે કરી દિસેછ;
પુરાણમાં વર્ણન જે કથ્યાં, આબેહુબ તહીં તે લખ્યાં.
કોણ કદી ત્યાં આવ્યું હતું, કયાનું તે રે'વાશી હતું,
તે ચોબાજુ ભીંતો પરે, લખ્યું કોલસે મુસાફરે.

ઉપેન્દ્રવજ્રા.

પવિત્ર સર્વેથી વિશેષ જે છે, રહસ્ય જ્યાં ગાઢ વળી ભર્યું છે;
ત્રિનેત્ર સાક્ષાત વસે સ્થળે જે, દ્વિતીય તે ભાગ જ ધામનો છે.
ગિરીશસૂતા જગધાત્રી દેવી સુરમ્ય ગોખે તહીં શોભિતાં છે;
પ્રચંડ ને ભવ્ય વળી પુરાણું, પવિત્ર ત્યાં લિંગ વિરાજતું છે.
રૂપેરી ઉંચી દ્વય દીપિકામાં, અખંડ દીપો ઘૃતથી બળે છે;
સુપુષ્પ ને ચંદનની સુવાસે, અધિક આલ્હાદ તહીં મળે છે.
અહીં તહીં ને સઘળે સ્થળે ત્યાં, પડેલ છે આસન દર્ભ કેરાં;
ભૂદેવ આવી બહુ ભાવ લાવી, તહીં વિરાજી શિવને ભજે છે.

અનેક જન્માંતરમાં કરેલાં, અપાર પાપોય કુકર્મ તેવાં;
લગીર આ દેવ સમક્ષ થાતાં, સમૂળગાં સર્વ નકી ટળે છે.
જુદાં જુદાં બાર સ્વરૂપ ધારી, પ્રસિદ્ધ જે ભારતવર્ષમાં છે;
તહીં અહીં ને સઘળે વસે જે, ન અન્ય, તે શંકર એક આ છે!

---

## પ્રભાતનો આનંદ.

### શિખરિણી.

અહા! સ્હામે ઉષા મધુર મધુરૂં નૃત્ય જ કરે,
વળી રાતા વર્ણે સલજ કિરણે મોદ જ ભરે;
પણે પેલો આવે અરૂણ રથ હાંકી હરિ તણો,
પ્રબોધે લોકોને "દિનપતિ પધારે જન અહો!"

અહીં આ ઉદ્યાને નવિન ફુલડાં ખૂબ જ ખીલ્યાં,
જહીં ભોળા પ્રેમી મધુકર તણાં વૃંદજ મળ્યાં;
અહા! કેવો મંદો પરિમલ બધે છે પ્રસરતો,
અહીં ચારે બાજુ અનુપમ જ આલ્હાદ ભરતો!

તડાગે વિશાળે અમૃત સમ વારિ બહુ ભર્યું,
ભુરાં ધોળાં ખીલ્યાં કમળ રૂડલાં એ મન હર્યું;
ફરે નાચે કુદે જલચર જીવો જ્યાં અતિ ઘણાં,
તરે દોડે જોડે ચપળ શફરી તેમ બતકાં.

નદી ન્હાની આંહી ખળખળ કરંતી પણ વહે,
વનિતાનાં વૃંદો મધુરતર વાતો જહીં કરે;

ન્હાયે કો હોંશે સરખી સજનીમાં હળીમળી,
ધુવે કો વસ્ત્રોને તટપર સુકાવે કંઈ વળી.

ફરે છે સ્વચ્છંદે નદી તટપરે આ કુંજલડાં,
વળી આ આકાશે કલ કલ કરંતાં બક ઉડયાં;
ચઢીને વૃક્ષે આ મયુરવર કેકારવ કરે,
પણે સ્હામી બાજુ પથિકજન તો પંથજ પળે.

જરા લાંબે પેલું જગમગ થતું શે'ર નિરખું,
વસે જ્યાં શ્રીમંતો **વસુનગર** તેથીજ પરખ્યું;
અહા! કેવાં શોભે ગગન અડતાં ધામ સઘળાં!
રખે હોયે **પુરી ધનપતિ** તણી એ ઝળહળાં!

હશે શું બીજું આ **ત્રિપુરહરનું આલય** અહીં!
વહે છે શું **ગંગા** દ્વિતીય રૂપમાં આંહીજ વળી!
અહા શું આ બીજું સરસ સર કે **માનસ** હશે!
બધું સાચું દીસે શિવજી જઇ જ્યાં વાસજ વસે.

પહેરી પાદુકા ધવલ પરિધાનો વળી ધરી,
શરીરે ને ભાલે મલયજ ત્રિપુંડો બહુ કરી;
ધરી કંઠે માળા, પરમ પ્રીતથી પુસ્તક ગ્રહી,
પધારે ભૂદેવો નગર ભણીથી આલય ભણી.

માલિની.

સતત શ્વશુર ગેહે, યોગ્ય રે'વું ન ધારી,
પ્રતિદિન હિમનો એ ત્રાસ ભારી વિચારી;

વળી અતિશય જુનું ધામ કૈલાસ ભાળી,
શિવજી અહીં વસ્યા છે, સર્વે તે હૈ વિસારી.

---

## મધ્યાન્હની મજા.

હાંરણી.

અતિશય તપે ભાનુ જ્યારે બરાબર ગ્રીષ્મમાં;
ધરણી તપતી ને લુ વાયે ઉની સહુ દિશમાં.
તદપિ અહીં તો શીળી છાયા તરૂવરની ભલી;
સમિર લહરી ઠંડી આવે હિમાલયની સમી.

બહુજ દુરથી ચાલી આવી પથિકજનો સહુ,
અહીં વિરમતાં પીવા પાણી મીઠું ઝરણાં તણું;
અતિ હરખથી બેસે સાથે શીળી તરૂછાંયમાં.
લગીર લઇને નિદ્રા મીઠી પળે નિજ પંથમાં.

નિજ નિજ લઇ ગોવૃંદોને મળે સહુ ગોપ ત્યાં;
જમીન પર તે સુઇ સ્હેજે તજે સહુ થાક જ્યાં.
હળી મળી વળી ભાતાં ખાતા પરસ્પર સાથમાં;
રમત રમતા કુકી કેરી કદિ કદિ મોજમાં.

અતિશય વળી ઉલ્લાસેથી લઈ નિજ બંસરી,
મધુર સુરથી આલાપે કો અલૌકિક રાગણી;
સુણતું ધણુ તે ગાયો કેરૂં સમાધિ લઇ જતું;
સુરજ નમતાં ટાઢે પ્હોરે સહુ અહીંથી જતું.

વન વન ફરી થાકી પાકી તૃષિત બની બહુ,
હરિણ વળતાં શાંતિ લેવા અનુપમ ત્યાં સહુ;
ચસચસ પીઇ ઠંડું પાણી ફરે તરૂકુંજમાં,
અવની પર કો આળોટે, ને રમેછ રમુજમાં.

---

## સાંજનું સૌંદર્ય.

### માલિની

શિશિર તણી રૂપાળી, સાંજ જો આંહી ગાળી,
કુદરત તણી શોભા, લ્યો અનેરી નિહાળી;
અધિક ધુળ ઉરાડી ગોપ સાથે અગાડી,
નગર મહીં પ્રવેશે, ગાયનું વૃંદ દોડી.

નિજ નિજ મન માની, કાંઇ ચીજો ખરીદી,
વળી શિશુ સમજાવા થોડી મીઠાઇ લેઇ,
અધિક ઉલટ ઘેલા, પ્હોંચવા ઘેર વ્હેલા,
વસુનગર ભણીથી, લોક એ જાય પેલા.

ચપળ ચકલી હોલાં કાબરો ને કપોતાં,
મધુર વદતી મેનાં કાગ ને શુક લીલા.
બહુજ દુર ફરીને, થાકી ઉડી ઉડીને,
તરૂ પર જઈ બેસે, સર્વ ત્યાં રાત રે' છે.

હરિત વળી સુંવાળા, ઘાસના બાંધી પુળા,
ધરી શિર પર ભારા, જાય છે ખેડુબાળા.

શ્રમિત બળદ હાંકી, ખેડુતો થાકી પાકી,
મલિન વળી શરીરે, હોંશથી જાય ઘેરે.

રવિરૂપ થઈ રાતું, નીચું નીચું જ જાતું,
જરી જરી જઈ અંતે, પશ્ચિમે છે સમાતું;
ઝબક ઝબક થાએ, જુમખાં તારલાનાં,
ગગનપથ સમી આ શ્વેત જો વ્યોમગંગા.

શિતળ કિરણ વાળો, ચંદ્ર પેલો રૂપાળો,
ઉદય થઈ હવે તો, પૂર્ણ તેજસ્વી ન્યાળ્યો,
ધવલ ધરણી દીસે, દૂધથી ધોઇ તેવી,
રજતરસ વતી વા હોય જેવી છવાઇ.

સરસ સમીર જ્યારે, ગામ બાજુથી આવે,
પ્રચુરતર અહીં તે, નાદ મંજુલ લાવે;
મળી દશ વિશ લોકો, ગામ ગપ્પાં ચલાવે,
ખડ ખડ હસતા કો, તેમનો સાદ આવે.

દિવસ ભર વિખુટાં, હોઇ અત્યંત ભુખ્યાં,
વળી નજર અગાડી, ગાય દોવાતી ભાળી,
પ્રસરે બુમ પશુની, ગોપના નેસ માંહી;
પવન લહરી સાથે, આવતી તેહ આંહી.

કરી નિજ ઘર કામો, સર્વ લે છે વિસામો:
હળી મળી વહુ બાળા, ગીત ગાયે રૂપાળાં;

કર કર દઇ તાળી, હુંસ લે કેડ વાળી,
પ્રહર રજની જાતાં, આહીંથી તે સુણાતાં.

લગૉર લગૉર પેલા, દ્વીપ દૂરે જણાયે,
તહીં અતિ રસવાળી, શેરડી છે પિલાયે;
મધુરતર મજાનો, ગોળ ત્યાંહી કરાએ;
મચીં ગરબડ તેની, આંહી સુધી સુણાયે.

---

## વર્ષાઋતુમાં દૈવીપૂજા.

હરિગીત.

વરસાદ પડતાં જોર વાધે મંદ વ્હેતીં નદી તણું;
શું હોય લીધી વારૂણી, કે ભેટવા મન ભાવ શું ?
મનથી ચહે શું સ્પર્શ કરવા પાદ શ્રી શંકર તણા !
મદભરી ઘેલી ચાલતી જ્યમ માનિની અભિસારકા.

ઘુઘવતી સરિતા વહે જો જોરથી કાંઠા ભરી,
તો બેટ જેવું થઇ રહે આ સ્થાન શંકરનું કદી;
ત્યાં ભકત જન આવી શકે ના પૂર ઉલ્લંઘી ઘણું,
તો નદી જઇ ન્હુવરાવતી, ને રીજતા શંકર ઘણું.

તે વેળ થાયે દૈવીપૂજા: ઇંદ્ર પૂજારી બને;
ત્રંબાળુ ગાજે મેઘનું, ને કલાપી નાચે કને;
વળી વીજ કરતી આરતી; ને વાયુ ચમરી વાય છે
પુષ્પો લઇ ઉદ્યાનમાંથી વેરતો વહી જાય છે.

# શિવરાત્રિનો મેળો

### હરિગીત.

બહુ પર્વ આવે વર્ષમાં, પણ પર્વ શિવરાત્રિ તણું,
સહુ ગ્રામ્યજન ઉલ્લાસમાં, આનંદથી ઉજવે ઘણું;
તે દિન જન સહુ વર્ણના, ત્યજીનેજ નૈતિક કર્મને
કરી સ્નાન પ્રાતઃકાળમાં સંભાળતા નિજ ધર્મને.

કો ધ્યાન શંકરનું ધરે, કો માલિકા લઇ ફેરવે;
કો ગીત ગાયે દેવનાં, તો શ્રવણ કોઈ કથા કરે;
કો ભક્ત ભાવ થકી પ્રભુની પ્રીતથી પૂજા કરે;
કો ગ્રામ્યજન ભેળાં મળીને દેવનાં દર્શન કરે.

ધરી દેવને કાંઇ થાળ સર્વે લે પ્રસાદી તે પછી,
સંતોષ પામે કન્દ કે ફળ મૂળ આરોગ્યા થકી.
પરવારીને આ કાર્યથી તૈયારી ભારે તે કરે,
કુંભનાથ કેરા ધામ જાવા હર્ષ ઉર માંહી ધરે.

પુરૂષો સહુ ઉલ્લાસથી વસ્ત્રો ધરી મન ભાવતાં;
થઈ સ્વાર કો અશ્વો પરે, કે ચાલતા કો આવતા.
શ્રીમંત આવે ગાડીમાં, ભભકાભર્યા પોશાકમાં,
તો રંક ઝાઝા ભાવથી, પણ આવતાં સાદાઇમાં.

અધિકો દિસે આનંદ એથી સ્રીજનોના સાથમાં,
આભૂષણો અંગે ધરી, વસ્ત્રો ધરી દિલ ભાવતાં,

મધુરા મનોહર કંઠથી કંઇ ગીતડાં લલકારતાં,
ચોમેર સઘળી દિશથી સ્ત્રીવૃંદ ઝાઝાં આવતાં.

એ રીત ન્હાનાં ગામડાં ભોળાં જનોથી જે ભર્યાં,
દશ ગાઉ ફરતાં ધામથી જે આ પ્રદેશો છે ઠર્યાં,
ઉભરાય છે આનંદથી ઉર પ્રીત લાવીને ઘણી,
જ્યમ તીડટોળાં ઉડતાં ત્યમ આવનાં આલય ભણી.

તલ માત્ર પણ ખાલી જગા ના; ઉભું તો રેવાય ના,
તેથી ધીમે સહુ સાથમાં એ ભીડમાંથી ચાલતાં;
લઇ દંડ વચમાં શ્યામવર્ણા રાજસેવક મ્હાલતા,
વિણ કારણે એ ગ્રામ્યજન તેઓ થકી બ્હીતાં ઘણાં.

છે એક બાજુ હાર લાંબી સર્વ વ્યાપારી તણી,
જે વેચતા મીઠાઈ મેવા તેમ ચીજ નવી ઘણી;
કરમાં ગ્રહી નિજ બાળને તે ગ્રામ્યજન દર્શાવતાં,
કો વ્હોરતાં મન ભાવતું, કો જોઇને મન વાળતાં.

બહુ ત્યાં મચાવે ધુન બાજુ એક સાધુ મંડળી,
જે બાળકો વૃદ્ધો યુવા ને સ્ત્રીતણી તો છે બની;
કરતાલ તંબુરો મજીરાં ને મૃદંગ બજાવતાં,
સહુ સાથમાં મ્હોટે સ્વરે ભજનો બહુ આલાપતાં.

અતિ હર્ષથી યુવતીજનોનું વૃંદ ગાયે રાસડા,
જ્યાં કંકણો પગ ઝાંઝરી ને કંઠ વાજીંત્રો બન્યાં;

મરદો ભલે વાજીંત્ર સાથે "ચીજ" ઉસ્તાદી કહે,
પણ આજનોના કંઠ આગળ તે બધું પાણી ભરે.

કો ખેલ ખેલે જૂજવા, કો લ્હેરમાં સ્હેજે ફરે,
દસવીશ કો મિત્રો મળી, કંઇ હાસ્ય વિનોદો કરે;
ફક્કડ બની કો ફાંકડા કંઈ ચાલ અક્કડ ચાલતા,
નિજ મિત્રને કાને કહી કંઈ વાત મુખ મલકાવતા.

કો કરે કુસ્તી, અને કો હોડ પણ કોડે કરે,
તરી પાર સ્હામે તીર જાવા કો નળાવ મહીં પડે;
દોડાવના કો અશ્વ જોડે, કો નિશાનો તાકતા,
કો વાળતા કાંડાં બળેથી, કો ફલંગો મારતા.

બળવાન ને યુવાન ભૂમિ સોરઠીનાં નૂર જે,
મળી આ પ્રમાણે માપતા નિજ શક્તિ, હોતા શૂર જે;
આલય મહીં તો બ્રાહ્મણોનું જૂથ પૂજે શિવને,
બહુ ઠાઠ તેમ દમામ સાથે તે વળી પાઠો ભણે.

માલિની.

હરી ફરી લઈ લ્હાવો, આમ મેળા તણો જે,
હળી મળી લઈ અંતે, ત્યાંહી સ્નેહી જનોને.
વળી પરમ પ્રીતેથી, શિવજીને નમીને,
નિજ નિજ ગૃહ દિશે, સર્વે પાછાં ફરે છે.

---

# विभाग ४ थो.

## शुरा भक्तने थयेला परछा अने प्रत्यक्ष दर्शन.

---

### ભક્તાની જન્મભૂમિ.

માલિની.

વસુનગર ભણીથી દક્ષિણાવર્ત જોતાં,
પ્રથમ નજર આવે દેવનાં ધામ મ્હોટાં;
તહીંથી લગીર આઘે કુંજ છે વૃક્ષ કેરી,
સુભગ તહીં વસી છે પાંડુશૃંગાખ્ય પુરી.

મંદાક્રાંતા.

એ ઠેકાણે પ્રથમ વસીયો પાંડરી નાગ મ્હોટો,
જેનો જોટો અવની પરથી શોધવો છેક ખોટો,
તેને નામે નગર વસીયું જે થયું ઠીકઠીકા,
કે છે ત્હેને જન સહુ વળી હાલ તો પાંડ્રશીંગા.
એ પુરીનુ અધિક કરૂં જો બ્યાન પ્રસ્તુત ભૂલી,
કોઇ કે'શે બહુ વરણવી જાણીને જન્મભૂમિ.
તેથી ટુંકું પતવી કથતાં એટલું તો કહું કે,
ત્યાં બે મ્હોટા મણિ પ્રકટિયા શાસ્ત્રી ને વૈદ્ય રૂપે.
એ પુરીના અસલ વતની કાઠા લોકો હતા જે,
પુરા હોતા ભડ વિર સમા થાંભલા ગામના તે;

તેના વંશે દીપક પ્રકટયા ભક્ત શુરા કરીને,
જેને ત્રુઠયા ત્રિભુવનપતિ કુંભના નાથ પ્રીતે.

---

## ભક્તનો સંતસમાગમ.

### મંદાક્રાંતા.

શુરા ભક્તે કંઈ અનુભવ્યા જગતના રંગ ખોટા,
તેથી તેણે ગ્રહણ જ કર્યો ભક્તિના માર્ગ મ્હોટા.
ચાલુ કીધાં જનહિત તણાં કાર્ય ને સંતસેવા,
કાયા વાચા મન પણ કર્યાં પારકાં ભક્ત એવા.

પોતાના તો ગૃહ તણી કરી છે વડી ધર્મશાળા,
જ્યાં હમેશાં પથિક જન કે સાધુ કેરા ઉતારા.
યાત્રાળુ ને બહુ ભટકતા ટેલીયા ભેખધારી,
તે સર્વેની અવર નવરે તો હતી ત્યાં પથારી.

રે'તાં ત્યાં કો દિવસ દસ, કે માસ બે માસ સુધી,
ને ચોમાંસે અધિક વસવા એથી એ છુટ હોતી.
ત્યાં નિરાંતે સહુ મળી કરે આપ વીતેલી વાતો;
આનંદેથી ભજન કરતાં વીતતી કૈક રાત્યો.

ભક્તે લીધું વ્રતજ કપરૂં અન્નનું દાન દેવા,
દેતા તેને સુરજ ઉગતાં જે ધરે હાથ લેવા;
એવી રીતે વખત વિતતાં ભક્તનો થયો ભરાવો;
ભક્તે માન્યો નિજ જીવનનો એય મ્હોટોજ લ્હાવો.

## સ્વપ્નમાં પરછો થવો.

અનુષ્ટુપ.

આંગણે ભક્તની મ્હોટી, સેવતાજ જમાતને;
ભાવથી પૂજતા નિત્યે, સાધુ સંત સમાજને.
ખર્ચતાં એમ કો કાળે, ખુટયું અન્ન કોઠારથી;
રાતમાં ભક્ત એકાંતે, વિમાસે કંઈ મનથી.
" ઝાડના છાંયડા પેઠે, દશા માણુસની ફરે;
તૃણુનો મેરૂ ને રાજા રંકનો ઈશનો તો કરે.
પરમાર્થ કર્યે જાતાં, વિઘ્ન તો અધિકાં નડે;
તદપિ શૂર ભક્તોનાં, ચિત્ત ના લગરી ડગે.
પ્રભાતે ઉઠીને જાશું, દામનગ્ન ભણી નકી;
મ્હેર જો શંભુદાદાની, ખોટ શી અન્નની પડી ! "
મનસુબો કરી એવો, સુતા ભક્ત નિરાંતથી;
સાંભળી સ્વપ્નમાં પોતે, વાણી કો દુંદભી સમી.
"અરે ઓ ભક્ત શામાટે, ખેદ તું મનમાં ધરે !
ભક્તની લાજ છે વ્હાલી, ઈશને મન તો ખરે."

તોટક.

સુણુતાં સુરવાણી ઉઠયા જબકી,
મન માંહી વિચાર કરે છ નકી,
"નહીં સ્વપ્ન; દિસે કંઈ આશિષ એ;
કંઈ લાભ અલૌકિક ભાવિ હશે.

તિથિ આજ થઈ અગીયારશ તે,
ઉપવાસી જ સાધુસમાજ હશે;
પણ આવતી કાલ પ્રભાત વિષે.
વિણ અન્ન સદાવ્રત ના ટકશે."

---

## દામનગર જતાં થયેલું વિઘ્ન.

દોહરા.

પછી પ્રભાતે નાહી ને, કરી દેવની સેવ;
શુદ્ધ દિલેથી ફેરવી, માળા જેવી ટેવ.
જણુશ ભાવ તો લાવવા, વળી લાવવા અન્ન,
દામનગર પંથે પળ્યા, ભક્ત થઇજ પ્રસન્ન.

દ્રુતવિલંબિત.

લગીર શીમ ભણી જવ તે વળ્યા,
ગગન માંહી મળ્યાં બહુ વાદળાં;
સમિર શીતળ હીમ સમો વળી,
સુસવતો સહુ દિશ વળ્યો ફરી.

માલિની.

ગડ ગડ ગડ ગાજે, આભમાં મેઘ કાળા,
ઝબક ઝબક થાએ, વિજળીના ય ચાળા.
સર સર સર આવે, જોરથી વારિધારા,
થર થર થર થાતા ભક્ત જાયે છધીરા.

જ્યમ ત્યમ કરી આવ્યા કુંભના ધામ સુધી,
ડગલું તહીંથી જાજું, ચાલવા હામ ન્હોતી.
" ઘડિક વરશી પાછો, મેહ તો બંધ થાશે,
લગિર લઇ વિસામો આંહી આગે જવાશે."

અનુષ્ટુપ.

ચિત્તમાં ચિંતવી એવું, બેઠા ભક્ત નિરાંતથી;
પછીથી થાય ત્યાં કેવો, ચમત્કાર કહું કથી.

---

## નાગનો પરચો થવો.

અનુષ્ટુપ.

વિરમ્યો મેહ ના કાંઇ, ઉલટોજ વધી પડયો;
જોરથી દિન આખો તે, આંખો મીચીને પડયો.
ધામની બ્હાર આવીને, ભક્ત જ્યાં આંખ ફેરવે;
ખેતરે પાદરે જ્યાં ત્યાં, પાણી તો દૃષ્ટિએ પડે.

નદીનાં વ્હેણનાં પાણી, જોરથી જાય છે વહી;
પડે ના સુજ તો કાંઇ, હવે શું કરવું અહીં.
" માલિકે ધારી તે થાશે, આપણે રહીશું અહીં;
આશરો ત્હેમનો મોટો, બીક ના કયાંઇ છે કહીં."

ધરીને દિલમાં એવું, બેઠા ભક્ત તહીં ઠરી,
પાઘડા માંહીથી માળા, કાઢીને કરમાં ગ્રહી.

દ્રુતવિલંબિત.

ઘનઘટા બહુ જામતી જાય છે;
તિમિર ગાઢું બધે પ્રસરાય છે;
લગિર દૂર શું થાય જણાય ના.
દિવસ કે રજની સમજાય ના.

ભગત માળ ગ્રહી કર ફેરવે;
શિવજીનું દૃઢ ધ્યાન ચિતે ધરે;
બહિર ચક્ષુ સહેજ ઢળી રહે.
હૃદય ચક્ષુ લગીર જ ઉઘડે

ભુજંત પ્રયાત.

તદા કાળ વિકાળ કો નાગ કાળો,
પ્રવેશ્યો તહીં ફેણુ ધારી કરાળો;
ફરે આમ ને તેમ મારી ફુંફાડા,
કુદે ઉછળે ને કરે કાંઇ ચાળા.

કરી મુખ મ્હોળું ભણી ભક્ત આવે;
ચઢે શિર કે ડોક માંહી વિંટાયે;
ખટાટોપ એવો બહુ તે બતાવે;
તથાપિ કંઇ ભક્ત ચિત્તે ન લાવે.

કરીને ઘડી બે ઘડી દિલ ભાવ્યું,
ગયો સર્પ ત્યાંથી, નહીં કાંઇ ફાવ્યું;

કહાંથી, કશા કારણે, કેમ આવ્યો,
કરે ભક્ત તે જાગતે આ વિચારો.

"ખરે એરૂ કે જાંજરૂ કો બિચારૂં,
ભિંજાતું હશે આવીયું થાકયું પાકયું;
અહીં કાંઇ ના તે તણું મંન ભાવ્યું,
થયું ચાલતું તે હતું જેમ આવ્યું!"

---

## સિંહનો પરછો થવો.

અનુષ્ટુપ.

હજુ એ મેહુલો ઘેલો, આભમાં ગગડે ઘણું;
અને છે એવું ને એવું, જોર તો વીજળી તણું.
ત્યજી ને ભક્ત વિચારો, શિવના લિંગની કને;
મુકીને પાઘડી હેઠી, ધ્યાન શંકરનું ધરે.

શાર્દૂલવિક્રીડિત.

તેવે તો કંઇ કાટકો કકડીને આકાશ માંહી થયો,
તે સાથે નજદીકમાં ગરજતો તેવો જ સાદ સુણ્યો;
વાળી ડોક લગીર તે દિશ ભણી જોવાની ઇચ્છા કરી,
ત્યાં તો વીજળીનો પ્રકાશ પડતાં ભક્તે દિઠો કેસરી.

હોતી આંખ કરાળ લાલ ધગતી એ અગ્નિકુંડો સમી,
ને લાંબી જીભ હોઠને અડકતી બાહાર આવી હતી;
પીળી દીર્ઘ ભરાઉ ગર્દન પરે રે કેશવાળી ઝુકી,
છંછેડાયલ હોય તેમ હિસતો સામો ઉભો ઘુરકી.
વિચારે મન માંહીં ભક્ત ' નકી આ હિસે કંઇ કારમું,
ના હોતો કદી કેસરી અહીં સુણ્યો, ઓચિંતું આ શું થયું !
નિશ્ચે કાંઈ વિચિત્ર આજ રચના હિસે પ્રભુએ રચી.
જોવો છે સહુ તાલ આજ નવલો, થાવાનું થાશે નકી."
ત્રાડી પુંછ પછાડી ઘોર ગરજી જોઇ રહ્યો કેસરી,
ને લાંબી ભરતો ફલંગ ફરીયો ચોમેર ક્રોધે કરી;
બેઠો સન્મુખ ભક્તની ઘુઘવતો દૃષ્ટિ કરી ક્રુર તે,
શુરા ભક્ત તણી રખે ભગતીની કે શું કસોટી કરે !

ઝુમોર છંદ.

ઘડીમાં તેહ ઉભો થાય, અહીંથી ત્યાંહી આંટા ખાય;
ભરતો ફાળ પાડે ત્રાડ, જાણે તુટી પડીયો પ્હાડ.
જ્યારે મુખ એ વિકસંત, ત્યારે નજર આવે દંત;
કાઢે ન્હોર, મારે થાપ; ગરજે ધામ આપોઆપ.
એવા કૈક કરતાં ફંદ, પુરા પ્રહુર બે નીસરંત;
શુરા ભક્ત મીંચી આંખ, ભજતા ઉમા કેરા કાંત.
મારી કેસરી એ ફાળ; વિકસ્યું મુખ રે વિકરાળ;
લીધા ભક્તને ચડીચોટ; પકડી જોરથી છે કોટ.

તોયે ધ્યાન ના ચુકંત, મુખથી શબ્દ ના ઉચરંત;
ભક્તિ ભક્તના શિર સાટ; વસમી ભક્ત જનની વાટ.
મુકી ભક્ત જ્યાં ના ત્યાંહ્ય, ચાલ્યો કેસરી વન માંહ્ય;
જ્યારે થાય સઘળું શાંત, ઉચરે ભક્તજી એકાંત.
"આ તે સત્ય કે આભાસ! ન્હોતી જીવવાની આશ!
ક્યાં એ કેસરી વિકરાળ? કે આ આળ ને પંપાળ?
નિશ્ચે કેસરી એ ન્હોય, પરછો દેવનો એ હોય;
જોઉં હોય જો તે બ્હાર; પકડી ઉતરૂં ભવ પાર."
જેવે બ્હાર આવી જોય, તેવે કેસરી ત્યાં ન્હોય;
સઘળું શાંત ત્યાં દેખાય, જોઇ ભક્ત વિસ્મય થાય.

મંદાક્રાંતા.

"કેવી લીલા અદ્દભુત થઇ આજ આશ્ચર્યકારી!
શા માટે હું ઘરથી નિસર્યો! ક્યાંથી આ મેઘ ભારી!
ક્યાંથી રે'વું અઘવચ અહીં! ક્યાંથી તે સર્પ કાળો!
ને ક્યાંથી આ વન ગજવતી કેસરી કેરી ત્રાડો!
લાગે છે કે રજની સઘળી એમ ચાલી ગઇ છે,
વર્ષાદે એ બહુ બહુ પડી મ્હેર હાવે કરી છે;
આકાશે તો જગમગ થતા તારલા છે પ્રકાશે;
ધારૂં છું કે પ્રહર રજની માંડ બાકી જ હોશે."

## શંકરે કસોટી કરવી અને પ્રસન્ન થવું.

મંદાક્રાંતા.

ઉભા ઉભા ભગત જન ત્યાં આ વિચારો ચલાવે,
તેવે કોઇ અવધુત સમા યોગી સામેથી આવે;
આવી ઉભા સમીપ દિસતા શાંત આનંદકારી;
ભક્તે પ્રેમે નમન કરીને પ્રશ્ન પુછ્યા વિચારી.

ભુજંગપ્રયાત.

"કહો યોગી ક્યાંથીજ વ્હેલા પધાર્યા ?
કહીં છે જવું ? આંહી શા માંટ આવ્યા ?
હજી રાત બાકી ! વળી મેહ આવો ?
કયા કારણે કષ્ટ આવું ઉઠાવો ?"
કહે યોગી "ના થાક લાગે અમોને,
પડે મેહ તો લાભ છે પ્રાણીઓને;
અમે સેવીએ ટાઢ ને તાપ ભારી;
અમારોજ તે દિન જે રાત ત્હારી.

ઘણા કાળથી આંહી હું તો વસુંછું;
કંઈ કારણે વિશ્વ માંહી ફરૂં છું;
મને ઓળખે ભક્ત લોકો અનેરા;
લઉં જેમની ભેટ હું કોઇ વેળા.

સુણી વાત કે પાંડુશૃંગાખ્ય પુરી—
મહીં છે વસે કાઠીની જાત શુરી;

થયો ભક્ત નામે કરીને શુરો ત્યાં,
જઉં આજ ઉલ્લાસથી તે હશે જ્યાં."

સુણી વાણી યોગી તણી આવી રૂડી,
કહે ભક્ત શુરો વળી હાથ જોડી;
"મહારાજ! જે કારણે છો પધારો,
અહીં હું જ તે આપનો દાસ શુરો.

કહો આપ જે કાર્ય તેતો કરૂં હું;
ખરા સંત કેરો સદા દાસ હું છું;
નથી સંતથી કાંઈ મ્હારે વધારે;
કરૂં આપની સેવ કેવા પ્રકારે?"

કહે યોગી કે "ઠીક આંહી મળ્યો તું.
ગઇ કાલનો ઉપવાસી જ હું છું;
બહુ ભુખ લાગી કંઇ લાવી દે તું,
પછી વાત નિરાંતથી સર્વ કે'શું."

કહે ભક્ત "યોગી! રહી રાત થોડી
નદી રેલતી જોરથી જાય દોડી;
તથાપી પ્રભાતે ગમે તેમ લાવું,
મહારાજ! હું આપનું મંન ભાવ્યું."

કહે યોગી "ના તેટલી વાર થોભું,
સદાવ્રત દેનાર પ્રખ્યાત છે તું;

મને છે ખપે માંસ પ્રાણી પશુનું,
મળે નાંહી જો અન્ન તો લાવ તે તું."

કહે ભક્ત "ના શસ્ત્ર મારી કને છે,
પશુ મારતાં પાપ ભારી કહ્યું છે;
કરો માફ, યોગી! ન એ ધર્મ મ્હારો,
કહો અન્ય સેવા ગણીને ત્હમારો."

કહે યોગી "આ શસ્ત્ર છે મ્હારી પાસે,
પશુ મારતાં જો તને પાપ ભાસે;
જરા કાપી દે માંસ આ દેહ ત્હારો!
નહીં પાપ લાગે, રહે ટેક ત્હારો!"

સુણી વાણી યોગીશની આ પ્રકારે,
જહીં શસ્ત્ર તો કોટમાં ભક્ત મારે;
"ખમા! રે ખમા!" યોગી એવું ઉચારે
ગ્રહી હાથ ને ભક્તજીને ઉઠાડે.

અનુષ્ટુપ.

"માગી લે માગી લે શુરા! આવો લાગ નહીં મળે!
ધર્મને કર્મ ત્હારાં જે, આજે પૂર્ણપણે ફળે!
ભક્ત તું જેહનો કા'વે, ભોળો શંભુ તેજ હું!
કુંભનો નાથ હું ત્હારી, ભક્તિથી જ પ્રસન્ન છું!"

---

## ભક્તે કરેલી સ્તુતિ.

### માલિની.

ખળ ખળ ખળ અશ્રુ નેત્રમાંથી વહે છે!
અધિક અધિક પ્રીતે પાય તેને પડે છે!
પુલકિત તનુ થાતાં તે પ્રણમો કરે છે!
ગદ ગદ ગદ કંઠે ભક્ત સ્તુતિ કરે છે!

"જનમ સફળ મ્હારો આજ ઓ ઈશ કીધો!
પતિત મુજ સરિખો સ્પર્શથી શુદ્ધ કીધો!
મમ કર ગ્રહી દેવા! દુઃખથી તારી લીધો!
અભય વચન આપી નિર્ભયી છેક કીધો!

અગણિત જનમો આ લોક માંહીજ લીધા!
સકળ અનુભવો મ્હેં નાથ પુરાય કીધા!
નથી નથી નથી કાંઈ આંહી તૃષ્ણા રહી છે!
અચલપદ મહીં તો દ્રષ્ટિ હાવે ઠરી છે!

ત્રિભુવન શિવકારી! નિત્ય આનંદકારી!
ભવ ભય સહુ હારી! મસ્તકે ગંગધારી!
સુર મુનિવર સંઘે, ભાવથી નિત્ય સેવ્યા!
જનમ મરણ ટાળી, મુક્તિ દે દેવદેવા!

---

## શંકરનું વરદાન આપી અંતર્ધ્યાન થવું.

### માલિની.

શિવજી વળતોં કે'છે, "કર્મ ત્હારાં અધુરાં,
તુજ જીવનનોં જોડે સર્વ થાશેજ પુરાં;
વિગત સહુ થતાં તે દેહ આ છુટી જાશે;
પછીથી તુરત શુરા ! શ્રેષ્ઠ મુક્તિ પમાશે."

### અનુષ્ટુપ.

"લઈ જા આ પ્રસાદી તું, અન્નની ઘેર સાચવી;
કોઠીમાં નાખજે ત્હારી, અન્ન ના ખુટશે કદી.
ઢાંકણું કોઠીનું વાશી, સાણેથી કાઢજે સદા;
વંશના વંશ સુધી આ, જાણજે જ ફલપ્રદા.
વળી આ વસ્ત્રને લે તું, સ્નેહથી સાચવ્યે નકી,
અન્ન ને વસ્ત્રની તંગી, કદીએ નડશે નહીં.
વિશેષે જાણી લે શુરા ! સ્વપ્નમાં કંઈ જે કહ્યું
સર્પ ને મેહ ઈત્યાદિ થયું તે મુજથી થયું.
બને તે ભાવથી શુરા ! ધર્મકાર્યે કર્યે જજે;
સંપત્તિ સંતતિ પામી, છેવટે મોક્ષ પામજે!"
વદીને વેણુ આવાં તે, અનાદિ કાળના યતિ,
ભક્તના દેખતાં ત્યાંહી, અંતર્ધાન થયા નકી.

## ભક્તિની ગામમાં પધરામણી અને અવસાન.

વસંતતિલકા.

આશિષ દેવ તણી આ શિરથી વધાવી,
આનંદ કાંઇ અધિકો દિલ માંહી લાવી,
સુરમ્ય દિન ઉગતાં દિશ પૂર્વ વિષે,
ધીમેથી ભક્ત વળીયા નિજ ગામ દિશે.

"શા કારણે ભગત ઘેર હજુ ન આવ્યા !
એ દિન તેમ રજની કહીં છે સિધાવ્યા ?"
એ રીતથી બહુજ તર્ક વિતર્ક લાવી,
સામીં તહીં ભગત કેરી જમાત આવી.

રસ્તે મળ્યા ભગત, ને સહુ વાત પુછી,
"શા કારણે અસુર આવડું ? છોજ ખુશી ?
ક્યાં રાત ગાળી ? વળી મેહ પડયો ય કેવો ?
શી પોટલી કર ગ્રહી ? સઘળુંજ તે કહો."

કે'છે કથા વિગતવાર શુરો બધી ત્યાં,
સુણે સહુ નગર દિશ જ જાતજાતાં;
પુરી થઈ ભગતની સહુ વાત જ્યારે,
આવી ગયું નગર પાંડુશીંગાય ત્યારે.

ચાલી રહી ભગત કેરીજ વાત જ્યાં ત્યાં,
આવી મળ્યા જન સહુ વળી પાદરે ત્યાં;

ભેટો ધરી પૂજન ભાવ થકી કરીને,
તેડી ગયા ગૃહ ભણી બહુ હોંશથી તે.

અનુષ્ટુપ.

પ્રસાદી અન્નની પૂજી, કોઠીમાં પધરાવતાં,
ઢાંકણું ઢાંકતાં ર્‌હેનું, ભરાણી જ છલોછલાં.
પ્રસાદી વસ્ત્રની મુકી, પેટીમાં સાચવી કરી,
હજુ એ એવીને એવી, સચવાઈ જ છે રહી.
પાછીથી ભક્તને હાથે, ધર્મ કાર્ય ઘણાં થયાં;
જીવીને વર્ષ એ ઝાઝાં, દેવલોક ભણી ગયા.
એકસો ચૌદ વર્ષો, આ વાતનેજ વહી ગયાં;
હજુ એ પાંડૂશીંગામાં ધામ ભક્ત તણાં રહ્યાં.
વંશને વારસો મોટો, શુરા ભક્ત મુકી ગયાં;
નીતિને ભક્તિ કેરા જ્યાં, પડછંદા ય પડી રહ્યા.

---

## विभाग ५ मो.

---

### आरती स्तुति विगेरे.

અનુષ્ટુપ.

ભકતની વાત થૈ પુરી, હવે તો લખવી સહી
આરતી સ્તુતિ અહિ જે, કુંભનાથ તણી રહી.

## સંધ્યા-આરતી.

### વસંતતિલકા.

ભાનુ પ્રભાત જ થતાં જવ છે પ્રકાશે,
સંધ્યા સમે ફરીં ફરી જવ અસ્ત થાશે,
તે બેઉ વેળ જ અતીત તહીં વસે જે,
આરાત્રિકા શિવ તણી પ્રીતથી કરે છે,

"બંબં" પુકારીં લઈ હયે જબરા સપાટા,
લાંબી ગ્રહી ચલમ જોરથીં કાઢીં ગોટા;
આપે પછી પ્રીતથીં અન્યજ ગ્રાહકોને,
ન્હાવા પળે તુરત આરતી માટ પોતે.

ન્હાયા પછી બહુજ ભસ્મ લગાવીં અંગે,
દાઢી અને શિરજ કેશ સમારીં રંગે !
માળા તણો અધિક ભાર ભરી ગળામાં,
બાવાજી જાય હળવે પછી ધામ સ્હામા.

પ્રક્ષાલને પ્રથમ સ્વચ્છ કરી બધેથી,
પૂજા કરે વિધિ સહીત પછી પ્રીતેથી;
પંચામૃતો ત્યમ જ અર્ધ્યે દીયે છ ઝાઝાં;
પૂજે લઇ અગર ચંદન પુષ્પ તાજાં.

દીપી રહે જળહળી બહુ દીપ જાજા,
વાગેછ શંખ બહુ ઝાલરી તેમ વાજાં;

ઘંટા વળી મધુર નાદ બહુ કરે છે;
ત્રંબાળુ દુંદભી સમું ગરજી રહ્યું છે.
લેઇ છડી કર વિષે છડીદાર ઉભો,
પોકારતો પ્રણયથી તહીં નેકી તે તો;
બે બાજુ લેઇ ચમરી જન બેય ઉભા,
ઢોળે છ વાયુ હળવે વળી દેવને ત્યાં.
બાવાજી લેઈ કરમાં વડી આરતી ને,
ઉતારતા લળી લળી વળી દેવને તે;
ઘેરા અને ઘરઘરા કંઇ સાદ કાઢી,
આલાપતા અટપટી કંઇ દેવસ્તુતિ.
ભૂદેવ ખૂબ ભણતા તહીં સ્તોત્ર રૂડાં;
શ્રદ્ધા થકી પ્રણમતા જન દેવને ત્યાં;
હર્ષાશ્રુ તો નયનથી ટપકી રહેતાં;
દેવાધિદેવ વિનવે સહુ ભાવથી ત્યાં.

---

## શિવસ્તુતિ.

### શિખરિણી.

અમે બાળાં ભોળાં, હૃદય જડ જેવાં અમ તણાં,
વળી કાલાં ઘેલાં, અગણીત ભુલોથી પણ ભર્યાં;
ગણી લ્હોએ લ્હારાં, નવ કરીશ ન્યારાં તુજ થકી,
અમારી એ આશા, નવ કર નિરાશા ઉર ધરી.

જહીં નાના મ્હોટા, સકળ સુર કેરાં શિર નમે,
વિરંચિ વિષ્ણુના, શિર મુકુટ જ્યાંહી જઈ અડે;
કૃપાળુ ! એ ત્હારાં ચરણ શરણું છે અમ તણું,
અમે એથી મ્હોટું, ત્રિભુવન મહીં ના કંઇ ગણ્યું.

અસત્યોમાં રૂચિ અમ દિલ તણી ના કદિ થજો;
વળી સ્પર્ધા કેરી વિષમ વિષજ્વાલા દુર હજો;
કુકર્મો સેવ્યાની, વિપરિત મતિ એ નવ થજો;
પ્રપંચો ખોટાથી, અમ હૃદય આઘાં નિત્ય હજો

કુછંદો કલેશો કે કલહ અમને ના પ્રિય હજો;
સદા સંપી રે'વા, સહુ જન મળીને શિખવજો;
સુનીતિ રીતિથી, કદિ સ્ખલન સ્વપ્ને નવ થજો;
ઠગારી તૃષ્ણા ને, અહમહમિકા એ દુર હજો.

અમારા રસ્તાઓ, અતિ સરળ સીધા સટ હજો;
ન હોજો ત્યાં કાંટા; ભય ઠગ તણોએ નવ હજો;
વળી સાદું સુખી, અમ જીવન મીઠું નિત્ય હજો;
વિભો ! ત્હારો વાસો, અમ હૃદયનાં મંદિર હજો.

સુવાની ધંધામાં, સતત મથતાં તો વહી જજો;
અને તેથી કાંઇ, બરકત અમોને પણ થજો,
અમારા આનંદો સકળ જન હિતાવહ હજો;
સદા એ શાંતિમાં, અમ જીવન વ્હેળો વહી જજો.

અમારા સંતાનો, કદિ વિપથગામી નવ થજો;
સ્વદેશાભિમાની, સ્વજન હિત રાગી ત્યમ થજો.
જરાવસ્થા માંહી, અમ હૃદય શાંતિપ્રિય થજો;
અને છેલ્લા શ્વાસો, તુજ સ્મરણ માંહી લય થજો.

---

## અંતિમ.

અનુષ્ટુપ.

કરીને સ્તુતિ આ સાદી, પ્રણામો સહુ તે કરે;
પછીથી દેવની પ્રીતે, પ્રદક્ષિણા વળી ફરે.
ફરીથી શિર નામીને, શ્રદ્ધાપૂર્ણ જનો સહુ;
ત્યાંહીથી ઘેર જાયે છે, રીત આ નિત્યની કહુ.
દેવના દેવ એ ભોળા, મહાદેવ દયા કરી,
પુરતા સર્વની આશા, જેણે જે દિલમાં ધરી.
દેવ એ ઇષ્ટ મ્હારાને, વિનવું હું ફરી ફરી,
સદા એ ચર્ણમાં ત્હારા, દૃષ્ટિ મ્હારી રહો ઠરી.

---

## માર્ગદર્શન.

અનુષ્ટુપ.

ભાવનગ્ર થકી જાતી, સ્ટેટની જેહ રેલ્વે,
ધોળાના જંકશને થૈને, ઢસાને સ્ટેશને મળે.

**હસેથી કુંડલે** જાતાં, દૂરથી નજરે પડે,
કુંભના દેવનાં ધામો, જે ઉંચાં ગગને અડે.
જવું જો હોય ત્યાં કોને, દામનગ્ર જ ઉતરે;
ભાવથી પૂજતાં ફેરો, જન્મ મર્ણ તણો ટળે.

---

## લેખકની નોંધ.

સોરઠા.

સંવત ઓગણીસેં, અધિકાં અગણ્યોતેરમાં,
નિર્જળ નામે જેહ, અગીયારશ મોટી કહી.

શનીવાર ને દિન, મુંબઈના ટાપુ મહીં,
વાત બધી પ્રાચીન, પ્રીતેથી પુરી લખી.

પાંડરશીંગા ગામ, જન્મભૂમિ મ્હારી ખરી;
તહીંછ મ્હારૂં ઠામ, ભક્ત તણી પાડોશમાં.

ના જાણું પદબંધ, તેમ નથી હું તો કવિ,
વર્ણન આ અકબંધ, કાલું ઘેલું છે કર્યું.

હંસ ગ્રહીને દૂધ, જેમજ જળ છોડી દીયે;
તેમજ જન વિબુધ, આ પરથી સાર જ ગ્રહે.

---

# વિવેચન.

## ધર્મ અને શ્રદ્ધા.

[ આખી પૃથ્વીમાં એશિયા ખંડ અનેક ધર્માચાર્યોની જન્મભૂમિ હોવાનો દાવો કરે છે તે એટલા કારણથી કે તે ખંડમાં આવેલા હિંદુસ્તાન દેશમાં ધર્મના અનેક મહાન સંસ્થાપકો થઇ ગયા છે. ધર્મ એજ દુનીયાની ઉત્પતિ સ્થિતિ અને લયનું મહાન તત્વ છે. ધર્મનું સંરક્ષણ કરવાથી હરકોઇની આબાદી થાય છે, અને તેનો ત્યાગ કરવાથી મહાન રાષ્ટ્રનો પણ વિનાશ થાય છે. એ ન્યાયે હજારો વર્ષો વહી ગયાં અને અનેક પ્રકારની રાજ્યની ઉથલપાથલો થઇ ગઇ તોપણ પવિત્ર હિંદુસ્તાન દેશ હજુ સુધી ધર્મભ્રષ્ટ થયો નથી અને પોતાનું ઉત્તમોત્તમ પ્રાચીન ધર્મનું રહસ્ય સાચવી રહ્યો છે એજ તેના નજીકના ભાવિ ઉદયની નિશાની છે. એ હિંદુસ્તાન દેશમાં પણ ધર્મનાં તત્વો જ્યાં વધારે ઉંડાં મૂળ ઘાલી રહ્યાં છે એવી કાઠીયાવાડની ભૂમિમાં આ કાવ્યમાં વર્ણવેલું શિવાલય આવેલું છે. આ હડહડતા કળિકાળમાં દેવનાં પ્રત્યક્ષ દર્શન થતાં નથી ને દેવ તો ડુંગરે જતા રહ્યા છે એવી લોક ચર્ચાને જુઠી પાડનારૂં આ પુસ્તકમાં લખેલું ન્હાનકડું કાવ્ય વાંચવાથી ખાત્રી થશે કે આ સમયમાં પણ જો કોઇ એકજ દેવ ઉપર અચલ શ્રદ્ધા રાખે અને બીજી તમામ ઉપાધીઓ મુકી દઇ તેનેજ શરણે જાય તો પથ્થરની અચેતન જણાતી મૂર્તિમાંથી પણ ચેતનમય સ્વર્ગમાં વસનારા દેવો આ મૃત્યુલોક ઉપર પ્રકટ થઇ તેમના ભક્તોને પ્રત્યક્ષ દર્શન દઇ તેમની મનોવાંછના જરૂર પૂર્ણ કરે છે. ]

# વિભાગ ૧ લો.

## સ્તવનો.

---

### સરસ્વતી સ્તવન.

જે દેવી દુનીયા ઉત્પન્ન કરનારા બ્રહ્માની પુત્રી છે, જે હમેશાં આનંદમાં જ રહે છે, જે બાળપણથી જ સંસારથી વિરક્ત રહીને અખંડ બ્રહ્મચર્ય પાળે છે, અને જે દુનીયામાં વાણીરૂપે પ્રખ્યાત હોવાથી સમસ્ત બ્રહ્માંડમાં નિવાસ કરીને રહેલી છે તે મ્હારા અજ્ઞાનનો નાશ કરનારી દેવીને હું પ્રેમથી પ્રણામ કરૂં છું.

જેણે એક હાથે પુસ્તક અને બીજા હાથે સ્ફટિકની માળા ધારણ કરી છે, તથા બીજા બે હાથે જે મધુર રાગથી વીણા વગાડયા કરે છે, મયુર ઉપર જે સ્વારી કરે છે તથા શરણે આવેલા ભક્ત લોકોને જે ઇચ્છિત વસ્તુઓ આપનારી છે તે મ્હને બુદ્ધિ દેનારી ભાગ્યશાળી દેવીને હું પ્રણામ કરૂં છું.

સંગીતશાસ્ત્રમાં કુશળ લોકો જેના નાદલહરી રૂપની પ્રાર્થના કરી રહ્યા છે, વેદ અને તેનાં અંગમાં પ્રવીણ વિદ્વાનો જેને બ્રહ્મની વાચા રૂપે જાણી નમે છે, અને કાવ્યશાસ્ત્રમાં નિપુણ એવા કવિ લોકો જેને કાવ્યની દેવી તરીકે પ્રણામ કરે છે એવી મ્હારી મનોકામના પૂર્ણ કરનારી ભયને ટાળનારી અને જ્ઞાનને આપનારી દેવી ને હું પ્રણામ કરૂં છું.

છેક બાળપણથી જે શંકરની ભક્તિમાં મ્હારી પૂર્ણ શ્રદ્ધા છે, જેમના નામના સ્મરણ માત્રથીજ સંસારના સર્વ વિઘ્નો અને દુઃખો નાશ પામે છે, અને જેમની કૃપા પ્રસાદીથી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થાય

છે તે ભોળા શંભુ વિષે કાંઇક લખવા મ્હારી ઇચ્છા છે તો હે દેવિ તે કાર્યમાં ફતેહ મેળવવા તું મ્હને સ્હાય થા.

## *સોરઠી સ્તવન.

ઘણા જુના વખતથી જે ભૂમિ પુરાણોમાં પ્રસિદ્ધ છે, સ્વર્ગની કિન્નરીઓ જેની કીર્તિ છુટથી ગાયાં કરે છે, જે અનેક નરરત્નોને જન્મ આપનારી તથા સર્વ રીતે સુખદાયક છે, એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

જેની ત્રણ બાજુએ અરબી સમુદ્ર ગર્જના કરી રહ્યો છે, અને ચોથી બાજુ ગુજરાતની ભૂમિ લગોલગ આવી રહી છે, જે દેશમાં સ્વચ્છ પાણી વાળી ન્હાનકડી અનેક નદીઓ વહ્યાં કરે છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

ઉદાર દિલના, ઉદ્યમથી નહીં થાકનારા, અને મ્હેમાનોપર પ્રીતિ રાખનારા લોકો જે દેશમાં એક બીજા સાથે હળીમળીને સુખી અને નિરોગી જીંદગી ગાળે છે, વળી જે દેશના લોકોની ભાષામાં મીઠાશ અને દિલમાં ખાનદાની ભરી છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

નિર્ધન છતાં પણ તે દેશના લોકો દયાવાળા છે એમ સમજીને ઘણા ભાટ ચારણો ફકીરો વેરાગીઓ ભીખારીઓ બાવા અને ટેલ નાખનારા બ્રાહ્મણો વીગેરે હરહમેશ જે દેશમાં આવ્યાં કરે છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

જે દેશમાં અનેક જોરાવર યોદ્ધાઓ લડાઇમાં ઝુમ્યા છે, જેમના પરાક્રમોની વાતો ( રાસમાળા જેવા ) ઐતિહાસિક ગ્રંથોમાં નોંધાઇ

---

* સોરઠ એટલે આખો કાઠીયાવાડ દેશ સમજવાનો છે.

છે, અને જે દેશમાં હજુ પણ અનેક ન્હાનાં દેશી રાજ્યો વિદ્યમાન છે, એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

જે દેશમાં મનને હરણ કરે તેવી દેખાવડી, મીઠા બોલી અને વિવિધ પ્રકારના વિલાસોની શોખીન સ્ત્રીઓ રહે છે, જેમની પતિ ભક્તિનો મુકાબલો ક્યાંઇ થઇ શકે તેમ નથી, તથા જે દેશની સ્ત્રીઓ ઝાલ ઝુમણાં તથા કાંબી કલ્લાં પહેરવાથી વધારે શોભે છે. એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

અન્ય દેશોમાં નારી જાતિમાં વપરાતું અન્ન "બાજરી" આ દેશમાં નરજાતિ "બાજરો" બની જાય છે. (તો પછી તેનું સેવન કરનારા પણ જવાંમર્દ હોય તેમાં શી નવાઇ?) પૌષ્ટિક કઠોળ અને શેરડીનાં તો જ્યાં ખેતરનાં ખેતરો ભરેલાં છે, વળી જે દેશ નાઝકપથી ચાલનારા પાણીદાર ઘોડા (અને ખાસ કરીને ઘોડીઓ) વખણાય છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

અમૃત જેવા કાવ્ય રસનો સ્વાદ ચખાડનાર તો આ દેશજ છે* જાણે સઘળા પ્રકારની રાગરાગણીઓની જન્મભૂમિજ હોય નહીં એમ ધારી કાવ્યદેવીએ પણ તે સ્થળમાંજ યોગ્ય નિવાસ કર્યો છે. એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

પ્રસિદ્ધ એવાં **પ્રભાસપાટણ** અને **દ્વારિકાં** તથા બાલમાં **ભીમનાથ** જેવાં ચમત્કારી તીર્થો આ દેશમાં આવેલાં છે. વિશેષમાં

---

* આદિ ગુજરાતી કવિ નરસિંહમહેતા તથા આધુનિક સદ્ગત કવિવર દલપતરામ બેઉ એ ભૂમિનાંજ ફરજંદ હતાં. વળી આજકાલની સંખ્યાબંધ નાટકકંપનીઓનાં મૂળ જોતાં તેમાંની ઘણીખરી આ દેશમાંથીજ ઉદ્ભવેલી માલુમ પડે છે.

જુનાગઢ કને ગિરનાર નાંમનો મ્હોટો પર્વત જ્યાં શોભે છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

જે ભૂમિમાં **સુદામા** અને **નૃસિંહમહેતા** જેવા ભક્તોના જન્મ થયા છે, **મીરાંબાઇ** પણ પોતાની મેવાડની ભૂમિનો ત્યાગ કરી જે પ્રદેશમાં આવીને રહ્યાં હતાં, એવા અનેક ભક્તોના જન્મથી જે ભૂમિ સદા પવિત્રજ છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનિયામાં બીજે ક્યાંઇ નથી.

સાક્ષાત **કૃષ્ણપરમાત્મા** પણ પોતાની બાલક્રીડાની વ્રજભૂમિ ત્યાગી આ દેશમાં આવી દ્વારિકામાં ગાદી કરીને રહ્યા હતા, અને છેવટ **સોરઠી સોમનાથ**માં તેમણે સમાધી લીધી હતી. એ પ્રભુનાં ચરણકમળના સ્પર્શથી જે ભૂમિ સદા પવિત્રજ છે એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

તે દેશનાં લોકો ભલે હમણાં ગરીબ અને દરિદ્ર જેવાં લાગે પણ તેમના દિલની ઉન્નત સ્થિતિ તો હજુએ તેની તેજ છે. તેથી આપણે એવી આશા રાખીશું કે એવો પણ વખત કોઇવાર આવશે કે એ દેશ પોતાનો કીર્તિધ્વજ પુનઃ સર્વ દિશાઓનાં ગર્વથી ફરકાવશે. એવી સોરઠની સુંદર ભૂમિ દુનીયામાં બીજે ક્યાંઇ નથી.

એવો સોરઠ દેશ હાલ પડતી સ્થિતિમાં છતાં એ ભાંગ્યું તો એ ભરૂચ છે. એતો જરાએ ખોટું નથી કે તે દેશ ગરીબોને માટે તો અન્નનો માલવો છે. તીર્થોનો તે એવો તો ભંડાર છે કે દેવોએ જાણે ત્યાંજ પોતાનો દરબાર ભર્યો હોય નહીં! આવાં કારણોથી જેમ આકાશમાં સૂર્ય શોભે છે તેમ એ દેશ આખી પૃથ્વીપર શોભી રહ્યો છે.

---

# विभाग २ जो.

## ऐतिहासिक हकीकत.

### સ્થળ નિર્દેષ.

એવી સોરઠની ભૂમિનો જે રસાળ અને સારો ભાગ વડોદરા રાજ્યની હકુમત નીચે છે તેમાં આ પવિત્ર અને પ્રખ્યાત કુંભનાથનું જુનું શિવાલય શોભી રહ્યું છે. વડોદરા રાજ્યમાં ગરીબ સ્થિતિનો **અમરેલી** કરીને કાઠીયાવાડમાં એક પ્રાંત છે તેમાં **દામનગર** નામના તાલુકાના એક ગામની દક્ષિણ દિશામાં આ ધામ આવેલું છે.

### અગસ્ત્ય ઋષિએ કરેલી સ્થાપના.

એ શિવાલયની અથઇતિ જુની વાત હું આહીં જણાવીશ, જે શુદ્ધ ચિત્ત રાખી કોઇ સાંભળે તો તેનાં સર્વ પાપો નાશ પામે છે. હાલ જે સ્થળે શિવાલય છે ત્યાં છેક ત્રેતાયુગમાં એવી તો ભયંકર ઝાડી હતી કે વનમાં ફરનારાં પશુઓ ત્યાં શાંતિથી વાસ કરીને રહેતાં હતાં. ખરે બપોરે પણ સૂર્યનાં પ્રચંડ કિરણો એ શાંત જગાના મધ્ય ભાગમાં રહેલું ઘોર અંધારૂં દૂર કરવા સમર્થ થઇ શકતાં નહીં. ઇશ્વરઇચ્છાથી **અગસ્ત્ય** ઋષિ ત્યાં જઇ ચડયા અને એમ કહેવાય છે કે તેમણે ત્યાં પ્રથમ નિવાસ કર્યો. ત્યાં તેમણે શાંત મનથી ઘણાં વર્ષો તપ કર્યું, અને કોઇ અવનવું શિવલિંગ સ્નેહથી થાપ્યું. એક પ્રચંડ શીલા પડેલી જોઇ તેમાંથી અગસ્ત્ય ઋષિએ પોતાને મન પસંદ શંકરની એક મૂર્તિ કોરી કાઢી અને પછી સ્વહસ્તે જ તે અખંડ વિશાળ ઉંચી

અને અદ્દ્ભુત મૂર્તિની સ્થાપના કરી જે હજુ સુધી શોભી રહી છે. અગસ્ત્ય ઋષિનો જન્મ કુંભ એટલે ઘડામાંથી થયો છે તેથી તેમને કુંભજન્મા પણ કહે છે, અને તેમણેજ શંકરની ત્રેતાયુગમાં સ્થાપના કરી માટે તે દેવનું નામ " કુંભનાથ " થયું જે તે વખતથી આજ સુધી ચાલે છે. ઋષિ તો કેટલાંક વર્ષો રહીને પછી યથેચ્છા ચાલી ગયા પણ ત્યાર પછી ધીમે ધીમે તે ઠેકાણે માણસોની વસ્તી થવા લાગી. ધારેશ્વર કરીને એક નેસડો ( ન્હાનું ગામ ) ત્યાં બંધાયો. તે ગામની ભાગોળે ગામદેવી ધારેશ્વરીની સ્થાપના કરી હશે જે અદ્યાપિ પણ છે. કાળે કરીને પાછળથી તે નેસ તો નાશ પામ્યો છે, પણ શિવાલયની બાજુમાં એ જુના ઇતિહાસને યાદ કરાવતાં તેનાં ખંડીયેરો હજુએ નજરે પડે છે *

## કુંભારાણાએ બંધાવેલું દેવળ.

ઋષિના ત્યાંથી ગયા પછી કેટલેક વર્ષે લક્ષ્મણાનંદ કરીને એક બાવો યાત્રા કરતો કરતો આવીને ઘણા ભાવથી શિવની પૂજા કરતો ત્યાં રહ્યો હતો. કોઇ પણ ઉપાયે એક દેવલ થઇ જાય તો ઠીક એવા વિચારો તે રોજ કર્યા કરતો હતો. જો કોઇ પણ માણસ કોઇ રૂડું કામ કરવા મનમાં ધારે અને તે પાર પાડવા પ્રયત્નો કરે તો ઇશ્વરઇચ્છાથી તે જરૂર ફળે છે. કાળને પડદે ભવિષ્ય છુપાઇ રહ્યું છે

---

* જે ટેકરા ઉપર તે ગામડું વસ્યું હતું તે પરથી ચોમાસાનું પાણી વહી ગયા પછી નળીયાના કકડા ઠીકરાં વીગેરે નાશ પામેલી ચીજો મળી આવે છે. વળી એ નેસની બાજુમાં તળાવ પણ હશે એમ અનુમાન કરાય છે. કારણ કે હજુ પણ તે જુના તળાવની તુટેલી પાળ હાલના વિશાળ તળાવની દક્ષિણ હદ બને છે.

જે યોગ્ય સમય આવતાં આપોઆપ દેખાય છે. એ પ્રમાણે મીરાંબાઇને પરણ્યો મેવાડનો કુંભોરાણો દ્વારકાંની જાત્રાએ જતાં એ રસ્તેથી નીકળ્યો તેને બાવાએ આગ્રહ કરીને રોકયો અને ખુશ કરીને વિનતિ કરીકે "તમારૂં નામ કુંભોરાણો છે અને આ દેવનું નામ પણ કુંભનાથ છે તો તમારા નામની કીર્તિ રાખવા આંહી એક દેવળ કરાવી આપો." બાવાની આ વાતથી રાણો ઘણો ખુશી થયો અને ભકિતભાવથી ત્યાં શંકરનું દેવળ ચણાવી આપ્યું. કાગનું બેસવું ને તાડનું પડવું એવી આ હકીકત સંવત ૧૪૭૫ માં બની હતી.

## રાજકીય હકીકત.

એ પ્રમાણે અક્ષય કીર્તિ મેળવી તે બાવો અને કુંભોરાણો બેઉ કાળને વશ થયા પણ તેમની નામના તો રહી ગઇ. એવામાં દેવળની પાસે ઉત્તર બાજુએ સભાડ નામનો એક નેસ બંધાયો હતો. એ ગામ અને તેને લગતી ભૂમિ ઉપર કયા કયા રાજાની સત્તા હતી તેની હકીકત હવે કહું છું. ઘણાં વર્ષો પૂર્વે આ સ્થળ હઠીલા (અર્થીલા)ના ગોહિલ ઠાકોરોની હદમાં ગણાતું હતું; પણ જ્યારે હઠીલા નાશ પામ્યું ને લાઠીનું રાજ્ય જુદું પડયું ત્યારે આ સ્થળ લાઠી દરબારની હદમાં આવ્યું.* સંવત ૧૭૮૮ માં લાઠીના દરબારે વડોદરાના રાજા દામાજીરાવ ગાયકવાડને કન્યાદાન દીધું તેમાં

* આ હકીકતની પુષ્ટિમાં એક નોંધ વિશેષ ઉપયોગી થઈ પડશે કે આ લેખકના સાતમી પેઢીનાં વડીલોને સંવત ૧૭૨૬ માં લાઠીના દરબાર તરફથી એક ઘર અને ખેતર ધર્માદા તરીકે મળ્યાં છે. જે સંબંધી તામ્રપત્ર પરનો લેખ હજુ સચવાઈ રહેલ છે. તેમાં લખ્યું છે કે "મોજે સભાડ મધ્યે દીધું છે." એ પરથી એ વખતે સભાડ વિધમાન હતું અને લાઠી સ્ટેટમાં ગણાતું તેની સાબીતી મળે છે.

સભાડ સાથે બીજાં નવ ગામો પણ તેમને પહેરામણીમાં દીધા હતાં. આમ થવાથી તે સ્થળ ગુજરાતના રાજાની હકુમત નીચે આવ્યું, અને તે વખતથી સભાડ નામ બદલી રાજાના નામ ઉપરથી તેનું નામ દામનગર પાડયું.

## પુરાણા દેવળનો નાશ થવો.

આ બનાવ બન્યો ત્યાં સુધી કુંભાએ બંધાવેલું દેવળ વિદ્યમાન હતું પણ પછીથી તેની કેવી જાહોજલાલી થઇ તે કહું છું. સંવત ૧૮૫૬ માં મોટું વાવાઝોડું થયું. વિજળીના કાટકા સાથે મુશળધાર વરસાદ પડયો. તેમાં દેવળના શિખર ઉપર વિજળી પડવાથી ઘુમટ તુટી ગયો અને ભીંતોમાં ચીરા પડયા. સો વર્ષ સુધી તે એવીજ સ્થિતિમાં પડી રહ્યું પછી હાલની સ્થિતિમાં કેમ આવ્યું તે કહું છું.

## દેવળનો જીર્ણોદ્ધાર થવો.

સંવત ૧૯૫૬ માં ગુજરાતને માથે આફત આવી. તે સાલમાં વરસાદ બીલકુલ પડયો નહીં. ને પૃથ્વીમાંથી રસકસ પણ ઉડી ગયો. ઓચિંતો ભયંકર કાળ પડયો જેથી લોકોને ગુજરાન ચલાવવાના પણ વાંધા પડયા. રૈયતની આ સ્થિતિ જોઇ વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારે તેમને રોજી આપીને સાહાય્ય કરી તેમનું દુઃખ ટાળ્યું. ( અનેક રીલીફ કામો કાઢયાં તેમાં આ સ્થળને જીર્ણોદ્ધાર કરવાનું પણ એક મુખ્ય હતું. ) તે વર્ષે શ્રીમંત અને ગરીબ સૌની સરખી મદદથી આ ધામ ફરીથી બંધાયું છે. આડખે પડખેના ગામડાના લોકોએ માંહોમાંહે ઉઘરાણું કરી એક રકમ તૈયાર કરી હતી તેમાં દામનગરના ધનાઢય વણિકોએ પણ પોતાનો ફાળો આપ્યો હતો. તથા સરકાર તરફથી પણ આ પવિત્ર કાર્યમાં નાણાંની સારી જેવી મદદ

અપાઇ હતી. આ પ્રમાણે દ્રવ્યની જોગવાઇ થવાથી ઘણા ગરીબ માણસોની જીંદગીઓ બચી તે સાથે આ સ્થળનો જીર્ણોદ્ધાર થવાથી સૌને આનંદ થયો. દેવળ ફરીથી બંધાવ્યું. નદીનું વ્હેણ બીજી બાજુ કાઢયું; ને મૂળ વ્હેણ આડો મ્હોટો પાળો બાંધી પાણી ઘેરી લઇ સ્વચ્છ અને વિશાળ તળાવ બનાવ્યું. દેવળની આગળ ફૂલ છોડનો ન્હાનકડો બાગ બનાવ્યો અને જતા આવતા મુસાફરોને વિસામો લેવા ધર્મશાળા બંધાવી. તળાવની ઉંચી પાળને લંબાવી દામનગર સુધી સડક બનાવી દીધી ને તેની બેઉ બાજુએ વૃક્ષો રોપાવ્યાં. છપનીયા કાળમાં આ મોટું કામ થયું છે. આ ધામ એવું તો સરસ થયું છે કે તે યુગોયુગ સુધી અચળ રહેશે.*



* દેવળની ફરતાં પણ લીલાંછમ ઘટાદાર ઝાડો રોપી જગા વધારે આકર્ષક બનાવી છે. હમણાં એક કુવો ખોદાવ્યો છે. તળાવમાંથી એક નહેર કાઢી ખેડખેનાં ખેતરોમાં પાકને પાવા તેનું પાણી લઈ જવામાં આવે છે. તલાવના કાંઠા ઉપર બીજી બે નવી ઓરડીઓ વધારે બનાવી છે. આ પ્રમાણે દીવસે દીવસે તે સ્થળ વધારેને વધારે રમણીય બનતું જાય છે.

# વિભાગ ૨ જો.

## સ્થળ વર્ણનો.

---

### શિવાલયનો દેખાવ.

આ રમણીય સ્થળ કુદરતી અને કૃત્રિમ કૃતિઓથી કેવું શોભી રહ્યું છે તે વિસ્તારીને કહેતાં પાર નહીં આવે એમ ધારી તે વિષે ટુંકાણમાં કહીશ. ન્હાની એવી સુંદર સપાટ ટેકરી ઉપર આ સ્થળ શોભે છે ને ચારે બાજુ ઢોળાણમાં ફરતાં ગામડાં આવેલાં છે (તેથી એ ગામો ઉપર દેખરેખ રાખવા માટે ઉચ્ચાસન ઉપર વિરાજતા કોઇ દેવ શોભતા હોય તેવું લાગે છે.) આકાશ સાથે વાતો કરતા તે દેવળના શિખરપરની ધ્વજા પવનના સપાટાથી આકાશમાં ફડફડાટ કરે છે જે જોતાં એમ લાગે છે કે જાણે તે ગામડાના રહેવાશીઓના રોગ દોષ ધુતકારી કાઢી દૂર કરતી હોય નહીં ! જે સ્થંભને ધ્વજા બાંધવામાં આવી છે તેને વળી એક ન્હાની ટોકરી લટકાવી છે જે પવનની લ્હેરકીથા સ્થંભ સાથે વારંવાર અફળાવાથી કર્ણને પ્રિય એવો મધુર અવાજ કર્યા કરે છે. શિખરના સોનેરી કળશ ઉપર સૂર્યનાં કિરણો પડવાથી જાણે બીજો સૂર્ય ઉગ્યો હોય નહીં એવો દૂરથી જોતાં ભાસ થાય છે. આકાશ સુધી પહોંચતા તે દેવળના શિખરને જોઇને લોકો એવી કલ્પના કરે છે કે શું એની ટોચ સ્વર્ગને અડી હશે કે પુણ્યશાળી લોકોને સ્વર્ગમાં જવા માટે એ નિસરણીરૂપે આહીં મુકાઇ હશે !

દેવળનો ઘુમટ દૂરથી જો કોઇ જુએ, તો તેને એમ લાગે છે કે આં દેવનાં દર્શન કરનારા લોકોને સ્વર્ગમાં લઇ જવા માટે પૃથ્વીપર વિમાન ઉતર્યું હશે કે શું? દેવળના આગળના ચોકમાં આરસ જેવા પથ્થર જડયા છે, જેના એક ખૂણામાં બીલી અને ફુલોનો ઢગલો પડયો રહે છે. એક બાજુ ઓરસીયો જડયો છે ને તેની પાસે સુખડનો કડકો પણ પડયો છે. સામે લાકડાની ઘોડી ઉપર ત્રાંબાનું એક મોટું નગારૂં પડયું છે. ચોક વચ્ચે પોઠીયો બેસાર્યો છે ને તેની આગળ કાળો કાચબો શોભે છે. ગણપતિ અને હનુમાન સામસામા ગોખલામાં બેસાર્યા છે. લોઢાનો એક જાડો સળીયો આડો ખોસ્યો છે ને તેને એક છેડે મોટી ઘંટા લટકાવી છે જેનો મનોહર અવાજ ઘણે દૂર સુધી સંભળાય છે. ઘુમટમાં ઉંચે જોતાં વળી વધારે શોભા જણાય છે. ત્યાં ચિતારાઓએ પુરાણમાં વર્ણવેલાં અનેક પ્રસંગોનાં આબેહુબ સુંદર ચિત્રો ચિતર્યાં છે. દેવળની ભીંતો ઉપર ચારે બાજુ ત્યાં આવતા જતા મુસાફરોએ કોલસા વડે પોતાનું નામ ઠામ અને આવ્યાની તિથિ લખી મુક્યાં છે.

જે ભાગ સૌથી વધારે પવિત્ર છે, જ્યાં ઉંડુ રહસ્ય સમાએલું છે, અને જ્યાં સાક્ષાત શંકર વસે છે તે તો દેવળનો અંદરનો ભાગ છે. જગતની માતા પર્વતની પુત્રી પાર્વતી ત્યાં સુંદર ગોખમાં બેઠેલાં છે, અને તે સ્થળે દેદીપ્યમાન એવું વિશાળ જુનું અને પવિત્ર શિવલિંગ વિરાજમાન થયેલું છે. બે ઉંચી રૂપેરી દીવીઓમાં ઘીના અખંડ દીવા બળ્યાં કરે છે. ખુશબોદાર ફુલો અને ચંદનની સુગંધીથી ત્યાં આનંદ આનંદ થઈ રહે છે. ચારે બાજુ દર્ભની સાદડીઓ પડેલી હોય છે જેની ઉપર બ્રાહ્મણો બેસી શંકરની પૂજા કરે છે. આ દેવની સન્મુખ

ગાવી કોઇ પ્રણામ કરે કે તુર્તજ તેનાં અનેક જન્મોમાં કરેલાં ઘોર પાપો અને કુકર્મો સર્વે મૂળમાંથીજ નાશ પામે છે. (હવે કોઇને એમ શંકા થશે કે આ સ્થળ જો આવું શોભાયમાન અને પવિત્ર છે તો બાર જ્યોતિલિંગમાં તેની ગણત્રી કેમ થતી નથી, તો તેના જવાબમાં હું એટલુંજ કહીશ કે) હિંદુસ્તાનમાં બાર જ્યોતિર્લિંગને નામે જૂદે જૂદે સ્થળે જે શંકર બિરાજે છે (તે માને તેને તો) બીજા કોઇ જૂદા નહીં પણ આના આજ શંકર છે.

## પ્રભાતનો આનંદ.

સૂર્યોદય વખતે આંહી ઘણો આનંદ જનક દેખાવ થઇ રહે છે. પ્રભાતની દેવી ઉષા પોતાના લાલ કિરણો પ્રસરાવી પૃથ્વી પર આનંદ ભરતી શંકરની સામેજ જાણે નાચ કરતી હોય નહીં તેમ જણાય છે. પછી સૂર્યનો સારથી અરૂણ તેમનો રથ હાંકતો લોકોને તેમના આગમનની ખબર આપતો દેખાય છે. બાગમાં અનેક પ્રકારનાં નવાં ફુલો ઉઘડયાં હોય છે. જેની સુગંધીથી આકર્ષાઇને ભમરાઓના ટોળેટોળાં ત્યાં એકઠાં થાય છે. આનંદ રેલાવતો ચોબાજુથી કેવો સુગંધીદાર મંદ મંદ પવન ત્યાં આવે છે! વિસ્તૃત તળાવમાં અમૃત જેવું મીઠું પાણી ભર્યું છે જેમાં ખીલેલાં ભુરાં અને ધોળાં કમળો જોનારનું મન હરણ કરે છે. માછલાં બતકો વીગેરે ઘણાં જળચર પ્રાણીઓ તે પાણીમાં સાથે સાથે કુદે છે તરે છે અને દોડાદોડ કરી મુકે છે. આહીં એક બાજુ ખળ ખળ કરતી ન્હાનકડી નદી પણ વહ્યાં કરે છે. જેને કાંઠે સ્ત્રીઓનાં ટોળાં મીઠી મીઠી વાતો કરતાં હોય છે. તેમાંના કોઇ સરખી સાહેલીઓ સાથે મળીને જળક્રીડા કરે છે, કોઇ લૂગડાં ધુવે છે ને કોઇ વળી નદીના કાંઠા ઉપર તેને સુકાવે છે. કુંજડાં આમ તેમ

લ્હેરમાં ફરે છે. કલકલ કરતાં બગલાંની લાંબી હાર ઉંચે આકાશમાં ઉડી રહે છે. ઝાડ પર બેઠેલો મોર મધુર ટૌકા કરી રહે છે અને સામે એક બાજુ આવેલા રસ્તામાં મુસાફરો આવજા કરતા જણાય છે. જરા દૂર નજર કરતાં ઉગતા સૂર્યના પ્રકાશમાં ઝગઝગાટ કરતું એક શહેર દેખાય છે તેમાં શ્રીમંત લોકો રહે છે તેથી તેનું નામ વસુનગર પડયું છે. ( વસુ એટલે દામ ને તે પરથી વસુનગર એટલે દામનગર ) આકાશને અડકતા હોય તેવા તે શહેરના ઉંચા મહેલો એવા શોભી રહે છે કે જાણે તે કુબેરની બીજી અલકા નગરી હોય નહીં ! આ બધી શોભા જોતાં કોઇને એવોજ ભાસ થાય છે કે આતે શંકરને વસવાનું બીજું કૈલાસ હશે કે શું! કૈલાસમાં વહેતી ગંગા આહીં બીજા રૂપમાં વહે છે કે શું! અને આ તળાવ તે કૈલાસનું માન સરોવર હશે કે શું! ખરી વાત તો એમ છે કે જ્યાં સાક્ષાત શંકર વસે છે ત્યાં તે બધુંજ બનવા યોગ્ય છે. પગમાં ચાંખડીઓ અને સ્વચ્છ ધોયેલાં ધોતીયાં પહેરી, શરીર ઉપર અને કપાળમાં સુખડનાં ત્રિપુંડો કરી, ડોકમાં રૂદ્રાક્ષની માળા પહેરી તથા હાથમાં પોથી લઇને સવારમાં બ્રાહ્મણો દામનગર ભણીથી આ શિવાલય તરફ આવતા જણાય છે.

હિમાલય ઉપર વસતા શંકરે હમેશાં સાસરાને ત્યાં રહેવું અને રોજ પડતા બરફનો ત્રાસ સહેવો એ ઠીક નહીં એમ વિચારી તથા કૈલાસ પણ ઘણા વરસનું હોવાથી જુનું થઇ ગયું છે એ ધ્યાનમાં લઇ તે સ્થળનો ત્યાગ કરી ( દામનગર નજીકનું આ સ્થળ ઉપર જણાવ્યા પ્રમાણે બરાબર કૈલાસને મળતું આવતું જોઇ ) આહીં આવીનેજ વાસ કર્યો છે.

## મધ્યાન્હની મજા.

ઉનાળાની ગરમ ઋતુમાં ખરે બપોરે જ્યારે સૂર્ય બરાબર ગગનની મધ્યમાં આવે છે ત્યારે બીજે બધે ઠેકાણે ભોંય તપીજાય છે અને ચારે બાજુથી લુ વાય છે પણ આ સ્થળે તો ઘટાદાર વૃક્ષોની છાયા હોવાથી શીતળ ટેકરી ઉપર આવે તેવી પવનની થંડી લ્હેરો આવે છે. ઘણે દૂરથી આવતાં થાકી ગયેલા મુસાફરો નદીનું મીઠું પાણી પીવા અને છાંયડામાં થાક ખાવા સાથે સાથે વાતો કરતા આંહી બેસે છે. તેઓ શાંતિમાં જરાક મીઠી ઉંઘ લઇને પછી પોતાને રસ્તે પડે છે. ગોવાળો પોતાનાં ગાયોનાં ટોળાં લઇને આંહી એકઠા થઇ ભોંય ઉપર સુઇને થાક ઉતારે છે, નાસ્તા પાણી ઉડાવે અને કોઇવાર કુકીની રમત રમીને ગમ્મત કરે છે. તેઓમાંથી કોઇ વળી આનંદમાં આવી જઇ પોતાની વાંસળી વડે મધુર રાગ ગાય છે જે સાંભળીને ગાયોનું ટોળું પણ જાણે સમાધી લઇ જતું હોય તેમ ઠરી જાય છે. સાંજ પડવા આવે ત્યારે ત્યાંથી સહુ પોતપોતાને ઘેર જાય છે. વગડામાં ભટકી ભટકીને ઘણાં તરસ્યાં થયેલાં ને થાકી ગયેલાં હરણનાં ટોળાં શાંતિ મેળવવા આંહી આવે છે, તેમાંનાં કોઇ ઠંડુ પાણી પીને ઘાડી ઝાડીમાં ફરે છે, કોઇ ભોંય ઉપર આળોટે છે, ને કેટલાંક એક બીજા સાથે ગેલ કરે છે.

## સાંજનું સૌંદર્ય.

શિયાળાની મનોહર રાત્રિ જો આંહીં ગાળી હોય તો કુદરતની અનુપમ શોભા જોવાનો લાભ મળે છે. ( સૂર્યાસ્ત થવા આવે ત્યારે આંહીથી ગામ ભણી નજર કરતાં ) આગળ ગોવાલ ને પાછળ ધુળ ઉડાડતું ગાયોનું ધણ દોડતું દોડતું ગામમાં જતું દેખાય છે. ( ક્રમ-

નગરમાં અઠાયણું કરવા ગયેલા ગામડાના ) લોકો પોતાને જોઇતી ચીજો ખરીદ કરી તથા છોકરાંને રાજી કરવા કાંઇ ખાવાનું લઇ ઘેર વહેલા પહોંચવાની હોંશથી ધેલા જેવા લાગતા પોતાના ગામ તરફ જતા હોય છે. ચકલાં હોલાં કાબર્યો કબુતરો મેના પોપટ કાગડા વીગેરે પંખીઓ દૂર દૂર ફરી આવીને ધીમે ધીમે ઉડતાં રાતવાસો કરવા ત્યાં ઝાડની ડાળીઓમાં લપાઇ જવા માંડે છે. ખેડુતની યુવાન પણ બાળકમાં ખપતી છોડીયો લીલા સુગંધીવાળા સુંવાળા ઘાસના પુળા બાંધી તેના ભારા માથા ઉપર ઉચકીને, આખો દીવસ સખત મહેનત કરી થાકીને લોથ જેવા થયેલા મેલા શરીરવાળા ખેડુતો સાથે થાકેલા બળદોને ધીમે ધીમે હાંકતી ખેતરમાંથી ઘર તરફ જાય છે. સૂર્યનું બિંબ લાલ થઇને પશ્ચિમ દિશામાં નીચે નીચે જતું અને છેલ્લે અંદર સમાઇ જતું જણાય છે. પ્રથમ છુટક છુટક અને પછી તારાના ઝુમખાં ને ઝુમખાં આકાશમાં ચળકવા માંડે છે. આકાશ-ગંગાનો સફેદ પટ પણ દૃષ્ટિએ પડે છે. ઠંડા કિરણ વાળો ચંદ્ર ઉદય પામી પૂર્ણ તેજમાં પ્રકાશવા માંડે છે. તેથી પૃથ્વી જાણે દૂધથી ધોઇ હોય અગર રૂપાના રસથી ઢાંકી દીધી હોય તેવી સફેદ દેખાય છે. ગામ ભણીથી આ બાજુ આવતી પવનની લ્હેરી અનેક પ્રકારના ઘોંઘાટોનો મિશ્ર થયેલો મધુર અવાજ લેતી આવે છે. રાત્રે નવરા પડી ટોળે મળી બેઠેલા ગામના લોકો ગપ્પાં મારતા ખડ ખડ હસતા હોય તેનો, ગોવાળોની ઝોકમાં આખો દીવસ માથી વિખુટાં પડેલાં ને ભુખ્યાં થયેલાં ગાય બકરાં ને મેંઢાં વીગેરેનાં બચ્ચાં તેમની માતા-ઓને દોવાની ભાળીને ભુમરાણ કરી મુકે છે તેનો, તથા ઘરના કામ કાજથી પરવારી છોડીયો અને વહુઓ રાસડા ગાતાં કેડવાળી કુદડી ફરતાં તાળી પાડી હીંચ લ્યે છે તેનો અવાજ પહોર રાત્રિ જતાં

આંહી સંભળાય છે. જરા દૂર દીવાના ઝબકારા જણાય છે ત્યાં રસ ભરેલી શેરડી પીલાતાં તથા ગોળ બનાવાતાં જે ગરબડ મચે છે તે પણ પવન સાથે આંહી સુધી સંભળાય છે.

## વર્ષાઋતુમાં દૈવીપૂજા.

ચોમાસાના દિવસોમાં જ્યારે નદીમાં પુર આવે છે ત્યારે જેમ મદીરા પીને મસ્ત થયેલી કોઇ સ્ત્રી પતિને ભેટવા આતુર થઇ જાય તેમ આ નદી પણ શંકરને ભેટવા ઉંચી ઉંચી આવતી જાય છે. તે વખતે જ્યારે નદી બે કાંઠામાં ઘુઘવાટ કરતી વહે છે ત્યારે એ સ્થાન બેટ જેવું થઇ રહે છે અને તે કારણથી ભક્ત લોકો ગામમાંથી શંકરની પૂજા કરવા ત્યાં આવી ન શકે તો ( શંકર કાંઇ અપૂજ્ય રહેતા નથી પણ ) નદી પોતે શંકરના દેવળમાં પેસી જંઇ તેમને સ્નાન કરાવે છે, જેથી શંકર ઘણા ખુશ થાય છે. આ પ્રમાણે કુદરતી રીતે શંકરની પૂજા થાય છે. મેઘના ગડગડાટરૂપી નગારૂં વાગે છે, હર્ષઘેલા મયુરો નાચ કરી રહે છે, ચારે બાજુ ઝબકારા કરતી વીજળી શંકરની આરતી ઉતારે છે, અને સામેના બાગમાં ખીલેલાં ફુલો પોતાના ઝપાટામાં લઇ શંકરપર વેરતો ( ચડાવતો ) વાયુ શંકરને પવન ઢોળેછે.

## શિવરાત્રિનો મેળો.

શિવરાત્રિને દીવસે આંહી મોટો મેળો ભરાય છે. આખા વર્ષમાં પર્વ તો ઘણાંએ આવે છે, પણ આ તરફના ગામના લોકો શિવરાત્રિનું પર્વ ઘણા આનંદ ઉલ્લાસથી ઉજવે છે. તે દિવસે સર્વે જ્ઞાતિના લોકો હમેશનો કામ ધંધો ત્યજી દઇ સવારમાં સ્નાન કરીને પોતપોતાનો ધર્મ સંભાળે છે. કોઇ શંકરનું ધ્યાન ધરે છે, કોઇ હાથમાં માળા લઇ

ફેરવે છે, કોઇ ભજનો ગાય છે, કોઇ શંકરની કથા સાંભળે છે, કોઇ ભક્તિ ભાવથી શંકરની પૂજા કરે છે તો કેટલાક લોકો એકઠા મળી દેવનાં દર્શન કરવા જાય છે. દેવને થાળ ધરી સર્વ કોઇ તેની પ્રસાદી લ્યે છે. સવારમાંજ કામથી પરવારીને પછી ઘણી હોંશથી તે દીવસે કુંભનાથ જવા માટે સર્વ કોઇ તૈયારીઓ કરવા માંડે છે. પુરૂષ વર્ગ મનપસંદ પોષાક પહેરી ઘોડા ઉપર સ્વાર થઇને કે ચાલતા, શ્રીમંત લોકો ઘણા ઠાઠમાઠથી ગાડીઓમા બેશી, અને ગરીબ લોકો ઘણા ભક્તિભાવથી સાદાઇમાંજ ત્યાં આવે છે. વધારે આનંદ તો પુરૂષો કરતાં સ્ત્રી વર્ગમાં હોય તેમ જણાય છે. વિવિધ પ્રકારનાં ઘરેણાં ગાંઠાં અને વસ્ત્રો પહેરી મધુરા અને મનોહર રાગથી રસ્તામાં ગીત ગાતાં ગાતાં ચારે બાજુથી સ્ત્રીઓનાં ટોળાં ત્યાં આવતાં નજરે પડે છે. એ પ્રમાણે આ ગ્રામથી દસ દસ ગાઉ સુધી ફરતા ગામડાનાં ભોળાં રહીશો ઘણી હોંસ લાવીને આ તરફ આવતાં જાણે આનંદથી ઉભરાઇ જતાં હોય તેમ લાગે છે. આકાશમાં જેમ તીડનાં ટોળાં ઉડતાં આવે છે, તેમ તેમનાં પણ ટોળાં ચારે બાજુથી આ તરફ આવે છે. તે સ્થળે ભીડને લીધે તલ મુકવા જેટલીએ ખાલી જગા જણાતી નથી. એક સ્થળે ઉભું પણ રહી શકાતુ નથી, તેથી સૌ કોઇ તે ભીડમાં સાથે સાથે ધીમે ધીમ ચાલે છે. વચ્ચે વચ્ચે કાળા પોષાક વાળા પોલીસના સીપાઇઓ હાથમાં સોટી લઇને ફરતા હોય છે જેમને જોઇને ગામડાનાં માણુસો કારણ વગર પણ બહુ બીએ છે. એક બાજુ વેપારીઓની દુકાનોની લાંબી હાર નજરે પડે છે, જેઓ મીઠાઇ મેવા તથા અનેક પ્રકારનાં રમકડાં વેચતા હોય છે. ગામડાના લોકો પોતાનાં છોકરાને હાથમાં પકડીને તે બધું બતાવે છે. તેમાંથી કોઇ મનપસંદ ચીજ

ખરીદ કરે છે તો કોઇ તે જોઇનેજ મન વાળે છે. એક બાજુ ઘરડા યુવાન અને બાળક એવા બાવા અને બાવણોની મંડળી ભજનની ધુન મચાવી રહી હોય છે. તેઓ કરતાલ તંબુરો મંજીરાં અને મૃદંગ વગાડતાં સૌ સાથે મળી લાંબા રાગડા કાઢી ભજનો ગાતાં હોય છે. વળી એક બાજુ યુવાન સ્ત્રીઓનું ટોળું રાસડા ગાતું હોય છે. તે ગાતાં તાળી લેતાં તેમના હાથના કંકણોનો ખડખડાટ, પગના ફરવાથી થતો ઝાંઝરોનો ઝમકાર, ને કંઠમાંથી નીકળતો મધુર સ્વર એજ વાજીંત્રોની ગરજ સારે છે. ભલે પુરૂષો વાજાં સાથે કોઇ ચીજ ઉસ્તાદીથી ગાય પણ સ્ત્રીઓના કંઠમાં રહેલા સ્વાભાવિક માધુર્ય આગળ તો તે પાણીજ ભરે છે. ત્યાં કોઇ વિવિધ પ્રકારના ખેલો કરે છે, કોઇ લહેરમાંજ ફર્યા કરે છે, કોઇ હસતીસ મિત્રોનું ટોળું એકઠું મળી હાસ્યવિનોદ કરતું હોય છે, કોઇ ફક્કડ થઇને મીજાજમાંજ ચાલતા હોય છે, કોઇ પડખે ઉભેલા પોતાના મિત્રના કાનમાં કાંઇ વાત કહીને હસે છે, કોઇ કુસ્તી કરતા હોય છે તો કોઇ વિવિધ પ્રકારની સરતો રમતા હોય છે; જેવી કે આખું તળાવ તરીને સામે કાંઠે પહેલું નીકળવાની, જોડાજોડ ઘોડા દોડાવવાની, નિશાનો તાકવાની, કાંડાં વાળવાની, અને લાંબી ફલંગો મારવાની વિગેરે. એ રીતે સોરઠની ભૂમિનાં બળવાન અને યુવાન રત્નો એકઠાં થઇને પોત પોતાનું જોર અજમાવે છે. શંકરના દેવળમાં બ્રાહ્મણોનું ટોળું ઘણાજ ઠાઠમાઠ અને દમામથી સ્તોત્રો ભણતું શંકરની પૂજા કરતું હોય છે. આ પ્રમાણે હરીફરીને મેળાનો લ્હાવો લઇને, હેતથી સ્નેહીઓને હળીમળીને તથા ભાવથી શંકરનાં દર્શન કરીને સર્વે કોઇ પોત પોતાના ઘર ભણી પાછાં ફરે છે.

# विभाग ४ थो.

## शुरा भक्तने थयेला परछा अने प्रत्यक्ष दर्शन.

### ભક્તની જન્મભૂમિ.

**ઠામનગરથી** દક્ષિણુ દિશા તરફ નજર કરતાં પ્રથમ દૃષ્ટિએ કુંભનાથનું ઉચું દેરાળ નજરે પડે છે; તેનાથી જરા દૂર ઝાડોની લીલી ઘટા દેખાય છે ત્યાં પ્રખ્યાત એવું **પાંડરશી**ંગા નામનું ગામ વસેલું છે. જે સ્થળે હાલ ગામ છે ત્યાં પહેલ વહેલો **પાંડરી** નામનો એક સફેદ નાગ રહેતો હતો તે એવડો તો મોટો હતો કે તેનો જોટો પૃથ્વી-પર પણુ મળવો મુશ્કેલ*. તેના નામ પરથી ત્યાં ગામ વસ્યું જે હાલ ઠીકઠીક સ્થિતિમાં છે તેને હાલ સર્વ કોઇ **પાંડરશીંગા** કહે છે. ચાલતી વાત પડતી મુકી તે ગામનુંજ જો લાંબુ વર્ણુન કરવા બેસું તો કોઇ એમ કહેશે કે તે પોતાની જન્મભૂમિ હોવાથી લેખકે તેનાં વધારે પડતાં વખાણુ કર્યાં છે; તેથી ટુકાંમાં એટલું તો કહીશજ કે **રામકૃષ્ણુ હર્ષજી શાસ્ત્રી અને રૂપજી મકનજી** વૈદ્ય એ બે મોટાં નરરત્નો એ ગામમાં જન્મ્યાં છે. એ ગામમાં કાઠી લોકો પ્રથમજ આવીને રહ્યા હતા, તે બહુ બહાદુર હોવાથી ગામના સ્થંભ જેવા

---

* હજુ પણુ આ લેખકના ઘરની પાસે તે નાગનો રાફડો છે. વૃદ્ધો કનેથી એવી વાતો સાંભળી છે કે તે નાગ કને માગવા માટે એક વખત "નાગમગા" નામની એક જ્ઞાતિ થાય છે તેનાં કેટલાંક માણુસો આવ્યાં હતાં ને નાગે તેમને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું. હજુ પણુ સફેદ મુછાવાળો લાંબો ને જાડો ભયંકર સાપ તે સ્થળે કોઇ કોઈ વાર રાત્રે કોઇને દેખાય છે એમ કહેવાય છે.

હતા. તેમનાજ કુળમાં જેમને કુંભનાથ મહાદેવ પ્રસન્ન થયા હતા તે કુળદીપક શુરા ભક્ત જન્મ્યા હતા.

## ભક્તનો સંત સમાગમ.

શુરા ભક્તનું મન નાનપણથીજ ભક્તિ તરફ હોવાથી તેમને સંસારના સર્વ વ્યવહાર ખોટા લાગ્યા; ને તેથી તેમણે ભક્તિના રસ્તા લીધા. પરાયાં દુઃખ ટાળવાં અને સાધુ સંતની સેવા કરવી શરૂ કરી તે એટલે સુધી કે પોતાનો દેહ વાચા અને મન પણ બીજાને માટે આપી દેવા તૈયાર હતા. પોતાના ઘરનીજ મોટી ધર્મશાળા બનાવી દીધી જે ઠેકાણે આવતા જતા મુસાફરો સાધુઓ અને યાત્રાળુઓ હમેશાં રહેતા હતા. વળી ટેલ નાંખનારા ટેલીયા તથા જુદા જુદા ભેખ ધારણ કરનારા એ સર્વ લોકો ત્યાં વારંવાર આવીને મુકામ કરતા હતા. ત્યાં કોઇ દસ દીવસ કે મહીનો બે મહીના પણ રહેતાં અને ચોમાસાની ઋતુમાં તો એથી પણ વધારે મુદત તેઓ ત્યાં ખુશીથી નિવાસ કરતા હતા. તે બધા પરદેશી પંખી જેવા મુસાફરો એ આશ્રમમાં પોત પોતાના અવનવા અનુભવની વાતો કરતા હતા અને કોઇ કોઇ વાર તો આનંદમાં આવી જઇ આખી રાતોને રાતો ભજન કરતાં ગાળી નાંખતા હતા. હમેશાં સૂર્યોદય થયે જે કોઇ માણસ લાંબો હાથ કરે તે સર્વને અન્ન દેવાનું સદાવ્રત ભક્તે શરૂ કર્યું હતું તેથી જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ વધારે ભક્તો ત્યાં એકઠા થવા લાગ્યા. શુરા ભક્તે પણ તેમની સેવા કરવી એજ જીવનનો મ્હોટો લ્હાવો માની લીધો.

## સ્વપ્નામાં પરછો થવો.

એ પ્રમાણે તેઓ પોતાને બારણે ભક્તોના મોટા સમુદાયની

સેવા અને ભક્તિભાવથી સાધુસંતોનું જન કરતા. આવી રીતે વાપરતાં જતે દિવસે કોઠારમાંથી અન્ન ખુટી ગયું તેથી એક દીવસ રાત્રે એકાંતમાં બેસી ભક્ત વિચાર કરવા લાગ્યા કે "માણસની દશા ઝાડની છાયાની પેઠે ફરે છે. પરમેશ્વર તરણાનો મેરૂ અને રંકનો રાજા બનાવે છે. પરમાર્થનું કામ કરતાં આવી ઘણીએ અડચણો નડે છે પણ ખરા ભક્તોનાં મન તેથી જરાએ ડગી જતાં નથી. અન્ન લાવવા માટે સવારે ઉઠીને દામનગર જઇશું. આપણા ઉપર જો શંકર દાદાની કૃપા છે તો અન્નનો શો ટોટો છે?" એવો વિચાર કરીને ભક્ત નિરાંતે સુઇ ગયા. સ્વપ્નામાં તેમણે દુંદુભીની ગર્જના જેવી દેવ વાણી સાંભળી કે "હે ભક્ત! તું શા માટે મનમાં ચિંતા કરે છે? ભક્તોની લાજ તો ઇશ્વરને બહુ વહાલી છે." એવી વાણી સાંભળતાં જ ભક્ત ઝબકી ઉઠયા ને મનમાં વિચાર કરવા લાગ્યા કે "આ કાંઇ સ્વપ્નું નથી પણ ઇશ્વરનો આશિર્વાદ જ કહી શકાય. ભવિષ્યમાં સારો લાભ જરૂર મળવો જોઇએ. આજે તો અગીઆરશ છે તેથી સાધુ સંતોને ઉપવાસ છે પણ આવતી કાલે સવારે અન્ન વિના સદાવ્રત નભવાનું નથી."

## દામનગર જતાં થયેલું વિઘ્ન.

એમ વિચાર કરતાં સવાર થઇ જવાથી ભક્તે ઉઠીને સ્નાન તથા દેવસેવા કરી શુદ્ધ અંતઃકરણથી હમેશના નિયમ પ્રમાણે માળા ફેરવી. પછી ચીજભાવ અને દાણાદુણી લાવવા માટે પ્રસન્ન મનથી દામનગર બણી જવા નીકળ્યા. જેવા તે ગામને શીમાડે પહોંચ્યા કે તુર્તજ આકાશ વાદળાંથી છવાઇ ગયું અને ઠંડો હીમ જેવો પવન ચારે બાજુથી સુસવાટા કરતો વાવા લાગ્યો. આકાશમાં કાળાં વાદળાના

ગડગડાટ થવા લાગ્યા. વીજળી ઝબકવા લાગી અને સરસર કરતી વરસાદની ધારો પણ પડવા લાગી. તે બધું નહિ ગણકારતાં ટાઢથી થરથરતા ભક્ત ધીરે ધીરે ચાલ્યા જતા હતા. જેમ તેમ કરીને કુંભનાથના દેવળસુધી તો આવ્યા પણ ત્યાંથી પછી એક ડગલુંએ આગળ ચાલવા હીંમત રહી નહીં. "વરસાદ તો ઘડીક વરસીને હમણાં બંધ પડી જશે તેથી આપણે તેટલી વાર આંહી વિસામો લઇને આગળ જઇશું." એવો મનમાં વિચાર કરીને ભક્ત ત્યાંજ નીરાંતે બેઠા. પછી ત્યાં કેવો ચમત્કાર થાય છે તે હવે કહું છું.

## નાગનો પરછો થવો.

વરસાદ તો કાંઇ બંધ પડયો નહીં પણ ઉલટો વધારે પડવા લાગ્યો આખો દીવસ જોરથી આંખો મીંચીને પડયોજ ગયો. દેવળની બહાર આવીને જ્યાં ભક્ત આંખ ઉઘાડી જરા જુએ છે ત્યાં તો ખેતર અને પાદરમાં બધે પાણી ભરાઇ ગયેલાં જોયાં. નદીમાંએ પુર આવ્યું હતું ને જોરથી વહ્યે જતું હતું. તેથી હવે શું કરવું તેની તેમને સમજણ પડી નહીં. એ બધું જોઇ ભક્ત બોલ્યા કે 'ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે. આપણે તો અહીંયાંજ રહી જઇશું. આપણે તો તેમનોજ મોટો આશરો છે. ને આંહીં કાંઇ ભય જેવુંએ નથી" એવું મનથી નક્કી કરી ભક્ત ત્યાંજ બેઠા અને પોતાની પાઘડીમાંથી માળા કાઢીને હાથમાં લઇ ફેરવવા લાગ્યા. વાદળાંની ઘટા વધવા લાગી અને બધે ઘોર અંધારૂં ફેલાવા લાગ્યું. જરા દૂર શું થાય છે તે જણાતું નહીં, ને રાત છે કે દિવસ તે પણ સમજાતું નહોતું. ભક્ત તો માળા ફેરવ્યે જતા શંકરનું ધ્યાન ધરતા હતા. તેમનાં ચર્મચક્ષુ મીંચાઇ ગયાં હતાં ને હૃદયચક્ષુ જરા ઉઘડવા લાગ્યાં હતાં.

એ વખતેજ કોઈ ભયંકર ફણીધર સાપ મંદીરમાં આવ્યો. તે ફુંફાડા મારતો ઉછળતો ને ચાળા કરતો આમતેમ ફરવા લાગ્યો. તે મોઢું ફાડીને ભક્તની સામે આવતો, તેમને માથે ચઢી જતો ને ડોકમાં વીંટળાઇ જતો બહુ આડંબર દેખાડવા મંડયો, પણ ભક્તે તે બાબત મનમાંજ આણી નહીં. એ પ્રમાણે ઘડી બે ઘડી તોફાન કરી કાંઇ ન ચાલવાથી સર્પ ચાલ્યો ગયો. તે કયાંથી અને કેમ આવ્યો હશે તે માટે ભક્તે એવો ખ્યાલ બાંધ્યો કે પાણીમાં પલળતું કોઇ બીચારૂં એક જાંજરૂં દેવળમાં આવી ચઢ્યું હશે પણ આંહી કાંઇ ઠીક ન પડવાથી આવ્યું તેમજ પાછું જતું રહ્યું.

## સિંહનો પરચો થવો.

વરસાદ પણ જાણે ગાંડો થઇ ગયો હોય તેમ હજુ પણ આકાશમાં ગર્જ્યા કરતો હતો ને વીજળીનું જોર પણ જેવું ને તેવુંજ હતું. ભક્ત તો બીજા બધા વિચારો કરવા છોડી દઇ શંકરની મૂર્તિ પાસે પાઘડી હેઠી મુકી ને તેમનું ધ્યાન ધરવા લાગ્યા.

તેવામાં આકાશમાં કડકડાટ કરતો કાટકો થયો ને તે સાથેજ ભક્તની પાસે વીજળીનો ઝમકારો થયો, તેથી તે શું થયું એમ જોવાની ઇચ્છાથી ભક્તે તે બાજુ ડોક ફેરવી જોયું તો ત્યાં વીજળીનો પ્રકાશ પડતાં તેમણે સિંહને જોયો. તેની બે આંખો ધગધગતા અંગારાના કુંડ જેવી લાલચોળ હતી ને લાંબી જીભ બહાર આવીને હોઠને અડકતી હતી. તેની જાડી ગરદન ઉપર લાંબી પીળી કેશવાળી લટકતી હતી ને તે જાણે ખીજવાયેલો હોય તેમ ધુરકતો ઉભો હતો. તેને જોઇને ભક્તે મનમાં વિચાર કર્યો કે " આતો કાંઇ આશ્ચર્યકારક જ છે. આંહી સિંહ રહે છે એમ કોઇ દિવસ સાંભળ્યું નથી ને આ ઓચીંતું

શું થયું. ખરેખર પ્રભુએ કાંઇ જુદીજ ઘટના આજ બનાવી હોય તેમ જણાય છે. તો ભલે થવાનું હોય તે થાય આપણે તો આજે બધો ત.લ જોવો છે." સિંહ પુંછ પછાડી ઘોર ગર્જના કરીને ભક્ત સામું જોઇ રહ્યો તથા લાંબી ફાળો ભરતો રીસમાંજ ચારે બાજુ આંટા મારવા લાગ્યો. ડોળા કાઢતો ઘુઘવાટા કરતો તે ભકતની સામે એવી રીતે બેઠો કે જાણે તેમની ધીરજની કસોટીજ કરતો હોય નહીં! તે ઉભો થઇને આડોઅવળો આંટા મારતો હતો અને ફલંગો ભરતાં ભરતાં જાણે પર્વત તુટી પડયો હોય એવી ગર્જના કરતો હતો. તે જયારે મોઢું ફાડતો ત્યારે તેના વિક્રાળ દાંત દેખાતા હતા, અને ન્હોર લાંબા કરીને ભીંતમાં થાપો મારતો ત્યારે આખું ધામ ગર્જી ઉઠતું હતું. એવા જુદા જુદા ચાળા કરતાં તેણે બે પહોર કાઢી નાખ્યા, પણ ભક્ત તો આંખો બંધ કરીને ઉમાકાંતનું ભજનજ કરતા હતા. તેવામાં એકાએક સિંહે કુદકો માર્યો ને ભયંકર મોઢું પહોળું કરી ઝપાટામાં ભકતને ગરદનથી પકડયા. આટઆટલું થતાં પણ ભકત ધ્યાન ચુકતા નહોતા તે મોઢેથી એક પણ શબ્દ બોલતા નહોતા; કારણ કે ભકત લોકોને ભકિત તો ગાથા સાટે હોય છે અને ભકિતના માર્ગ હમેશાં વસમા હોય છે. (બધા પ્રયત્નો નિષ્ફળ જવાથી) ભકતને જેમના તેમ મુકીને સિંહ વનમાં ચાલ્યો ગયો. તેથી જયારે બધું શાંત થઇ ગયું ત્યારે તેઓ મનમાં વિચારવા લાગ્યા કે "આતે ખરૂં છે કે મને આભાસ થાય છે? જીવવાનીએ આશા નહોતી! પેલો ભયકર સિંહ કયાં ગયો? આતે આળપંપાળછે કે સાચું છે! ખરેખર એ સિંહ નહીં પણ શંકરનો પરછોજ હોવો જોઇએ. તેથી જો તે કયાંઇ બહાર હોય તો શોધી કાઢી તેમને પગે પડીને સંસારમાંથી તરી જઉં." એમ વિચાર કરીને બહાર આવીને જુએ છે તો સિંહ ક્યાંઇ જણાયો નહીં. ત્યાંતો બધે

શાંતિ પ્રસરી રહી હતી. તે જોઇ ભકત નવાઇ પામતા વિચારો કરવા લાગ્યા કે "આજે કેવી નવાઇ જેવી ઘટના પ્રભુએ કરી છે? ઘેરથી હું શા માટે નીકળ્યો, અણધાર્યો આ ભારે વરસાદ ક્યાંથી આવવો, અધવચ્ચે આંહી કયાંથી રહેવાનું થવું, એ કાળા સર્પનું ક્યાંથી આવવું, અને વળી વનને ગજાવી મુકતી એ સિંહની ગર્જના એ કયાંથી થવી! હું ધારૂં છું કે એ ખટપટમાંજ અર્ધ રાત તો વહી ગઇ લાગે છે. આકાશમાં તારાનાં ઝુમખાં જગમગતાં પ્રકાશી રહ્યાં છે, તેથી માંડ પહોર રાત બાકી હશે."

## શંકરે કસોટી કરવી અને પ્રસન્ન થવું.

આ પ્રમાણે ભક્ત જયાં વિચારો કરી રહ્યા છે તેવામાં કોઇ અવધુત જેવા અઘોરી બાવા સામેથી આવતા દેખાયા. શાંત અને આનંદમગ્ન જેવા દેખાતા ને ભકતની પાસે આવીને ઉભા રહ્યા ત્યારે ભકત તેમને પ્રણામ કરીને પુછવા લાગ્યા કેઃ—

ભકત—"હે યોગી! તમે આટલા બધા વહેલા કયાંથી આવ્યા છો.? વળી આંહી શા કારણથી આવવું થયું છે? હજુ તો રાત બાકી છે ને વળી આવો ભારે વરસાદ પડયો છે છતાં તમે શા કારણથી આટલી બધી તરતી લ્યો છો?"

યોગી—"અમને થાક લાગતો નથી. વરસાદ પડયો છે તો પ્રાણીઓને લાભ થશે. અમે તો ટાઢ અને તાપનું સેવનજ કરીએ છીએ. તમે જેને રાત્રિ કહો છો તે અમારે મન દિવસ છે. વળી હું તો આ ઠેકાણે ઘણાં વરસથી રહું છું કાંઇ કારણસર જગતમાં ફરવા નીકળું છું. મને કોઇ વીરલા ભક્ત લોકો ઓળખે છે, જેમને હું પણ મળવા માટે કોઇ કોઇ વાર જઉંછું. મેં એવી વાત સાંભળી છે કે પાંડરશીંગામાં

કાઠીની એક શુરવીર જ્ઞાતિ રહે છે તેમાં શુરો નામે કોઇ ભક્ત જન્મ્યો છે. તે જ્યાં હશે ત્યાં તેને હું આજે ઘણા આનંદથી મળવા જઉં છું."

યોગીનું આવું બોલવું સાંભળીને શુરા ભક્ત હાથ જોડીને કહેવા લાગ્યા કે "હે મહારાજ! આપ જેને માટે જાઓ છો તે આપનો દાસ હું શુરો આંહીંજ ઉભો છું. આપની જે આજ્ઞા હશે તે હું ઉઠાવીશ. ખરા સંતોનો તો હું હમેશનો સેવક છું. સંતથી મારે કાંઇજ વધારે નથી તો મને જણાવો કે આપની હું કેવા પ્રકારે સેવા કરૂં?"

યોગી—"ઠીક થયું કે તું અહીંજ મલી ગયો. હું ગઇ કાલનો ઉપવાસી છું, તેથી મને બહુ ભુખ લાગી છે માટે પ્રથમ તો તું કાંઇ ખાવાનું લાવી આપ પછી નીરાંતે બધી વાત કરીશું."

ભક્ત—"હે યોગીરાજ! હવે થોડીજ રાત બાકી રહી છે. વળી આ નદીમાં ઘણું પુર આવ્યું છે ( તેથી તે ઉતરીને કાંઇ લેવા ગાંમમાં જવાય તેમ નથી ) તોપણ સવાર થશે એટલે હું આપને જે ગમશે તે ગમે તેમ કરીને લાવી આપીશ."

યોગી—"હું તેટલીવાર ખોટી નહીં થાઉં. તું તો પ્રખ્યાત સદાવ્રત આપનારો છે ને આમ આનાકાની કેમ કરે છે? જો હમણાં અન્ન ન મળે તો કોઇ પશુનું માંસ મને લાવી દે તે મારે ચાલશે."

ભક્ત—"મ્હારી કને હથીયાર નથી. વળી પશુના પ્રાણ લેવાથી ભયંકર પાપ થવાનું શાસ્ત્રોમાં લખ્યું છે. હે યોગીરાજ! એ તો મને માફ કરશો. એમ કરવું એ મારો ધર્મ નથી. મ્હને આપનોજ જાણી બીજી કાંઇ સેવા બતાવો."

યોગી—"હથીયારનીજ જો જરૂર હોય તો તે આમારી પાસે

રહ્યુ. વળી પશુને મારતાં જો તને પાપ લાગતું હોય તો તારા શરીર-માંથી જરા માંસનો કકડો કાપી દે તેથી તને પાપ લાગશે નહીં ને તારો ટેક પણ રહેશે. "

યોગીનું એવું વચન સાંભળીને તેમની કનેથી છરો લઇ જ્યાં ભક્ત પોતાની ગરદનમાં મારવા જાય છે ત્યાંજ તે યોગી "ખમાખમા" એમ બોલી ઉઠયા ને ભક્તનો હાથ પકડી તેમને ઉઠાડતાં કહેવા લાગ્યા કે " હે શુરા ભક્ત ! તેં જે જે ધર્મમાં સારાં કામ કર્યાં છે તેનાં આજે પુરેપુરાં ફળ તને મળે છે. તુ જે શંકરનો ભક્ત છે તે હુંજ ભોળો શંભુ કુંભનાથ તારી આવી અનન્ય ભક્તિથી પ્રસન્ન થયો છું માટે તું તારી મરજીમાં આવે તે માગી લે. આવો લાગ તને ફરી ફરીથી મળવાનો નથી. "

## ભકતે શંકરની કરેલી સ્તુતિ.

ઉપરનાં વાક્યો સાંભળતાંજ ભક્તની આંખોમાંથી હર્ષનાં આંસુનો પ્રવાહ ચાલવા લાગ્યો. ઘણાજ પ્રેમથી તેમને વારંવાર પ્રણામ કરવા મંડી પડયા. આનંદથી તેમનાં રોમાંચ ખડાં થઇ ગયાં ને ગદગદ કંઠથી શંકરનો સ્તુતિ કરવા લાગ્યા કે " હે ઇશ્વર ! આજે આપે મારો જન્મારો સફળ કર્યો છે. આપે સ્પર્શ કરીને મને પતિતને પવિત્ર કર્યો છે. હે દેવ ! તમે મારો હાથ પકડીને મને આ દુઃખરૂપી સંસારમાંથી તારી લીધો છે; તથા મને અભયવચન આપીને તમે છેક નિર્ભય બનાવી દીધો છે. હે નાથ ! આ સંસારમાં મેં ઘણા જન્મ લીધા છે ને બધી જાતના અનુભવો મેળવ્યા છે. હવે મને આંહી કાઇ પ્રકારની તૃષ્ણા રહી નથી, હવે તો મારી દૃષ્ટિ મોક્ષ તરફ વળી છે. હે લોકોનું ભલું કરનારા ત્રિભુવન ! હમેશ આનંદમાં રહેનારા,

સંસારનાં દુઃખ ટાળનારા, જટામાં ગંગા ધારણ કરનારા, વળી દેવોએ અને મોટા મુનીઓએ જેમની સેવા કરી છે એવા હે દેવના પણ દેવ ! મ્હારો જન્મ મરણનો ફેરો મટાડીને તમે મને મુક્તિ આપો."

## શંકરનું વરદાન આપી અંતર્ધાન થવું.

એ સાંભળી શંકર કહે છે કે "હે શુરા ભક્ત ! હજુ તારાં કેટલાંક કર્મનું ફળ તારે ભોગવવું અધુરૂં છે; તારા આયુષ્યની સાથેજ તે બધું પુરૂં થશે. તેનો નાશ થતાં તારો આ દેહ પણ છુટી જશે. ને ત્યાર પછી સર્વથી શ્રેષ્ઠ એવી જે મુક્તિ તેને તું પામીશ. આ અન્નની પ્રસાદી તું તારે ઘેર સાચવીને લઇજા, તેને તારી દાણાની કોઠીમાં નાખજે, તેથી કદી અન્ન ખુટશે નહીં. કોઠીનું ઢાંકણું બંધ રાખી સાણેથી જ દાણા કાઢવાનો રીવાજ રાખજે તો વંશપરંપરા તેનું ફળ મળ્યા કરશે. વળી આ એક વસ્ત્ર પણ લેતો જા તેને પણ સાચવીને રાખજે તેથી તને કદી વસ્ત્રની પણ તાણ પડશે નહીં. હે શુરા ! વધારામાં તને જણાવી દઉં છું કે તને જે સ્વપ્નું થયું, વરસાદ વરસ્યો, નાગ વગેરે દેખાયાં તે બધા મારા પરછા હતા તેમ જાણજે. તારાથી બને તેટલાં ધર્મનાં કામ કર્યે જજે જેથી તું પુત્ર પૌત્રાદિક અને લક્ષ્મી મેળવીશ અને મરણ પછી મોક્ષ પામીશ." આ પ્રમાણે આશિર્વાદ દઇને તે પુરાણા યોગી ભક્તના દેખતાં ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.

## ભક્તની ગામમાં પધરામણી અને અવસાન.

આ પ્રમાણે શંકરનો આશિર્વાદ માથા ઉપર ચડાવી, મનમાં ઘણો આનંદ પામી પૂર્વ દિશામાં સોનેરી સૂર્ય ઉગતાં ભક્ત પોતાના ગામ ભણી ધીમે ધીમે પાછા વળ્યા. એટલામાં "હજુ ભક્ત પાછા

ઘેર કેમ આવ્યા નહીં હોય, આખો દીવસ અને રાત કયાં રહ્યા હશે," એ પ્રમાણે ચિંતા કરતી ભક્તની શોધમાં નીકળેલી સાધુ લોકોની મંડળી તેમને સામી મળી. તેમણે ભક્તને સમાચાર પુછ્યા કે "આટલું મોડું કેમ કર્યું? ખુશીમાં તો છોને? આખી રાત કયાં રહ્યા હતા? વરસાદ કેટલોક પડયો હતો? અને વળી હાથમાં આ પોટલી શેની છે? તે બધું અમને જણાવો" પછી જે જે હકીકત બની હતી તે બધી શુરા ભક્ત વીગતથી તેમને કહેવા લાગ્યા ને તે બધા ગામ ભણી જતાં જતાં રસ્તામાં સાંભળતા ગયા. વાત જયાં પુરી થઇ ત્યાં ભક્તનું ગામ પણ આવી ગયું. ભક્તને શંકર પ્રસન્ન થયાની વાત આખા ગામમાં ઘેરેઘેર પ્રસરી ગઇ તેથી ગામના લોકો એકઠા થઇ ભક્તનું સામૈયું કરવા વાજતે ગાજતે ભાગોળે આવીને તેમને ઘેર લઇ ગયા.

શંકરે આપેલી અન્નની પ્રસાદીની પૂજા કરીને ભક્તે તેને કોઠીમાં પધરાવી તેવું ઢાંકણું વાસ્યું કે તુર્તજ તે છલોછલ ભરાઇ ગઇ* વસ્ત્રની પ્રસાદીની પૂજા કરીને પેટીમાં સાચવીને મુકી જે હજુ પણ તેમના વંશજોના કબજામાં સચવાઇ રહી છે. ત્યાર પછી ભક્તે ઘણાં ધર્મનાં કામ કર્યાં. અને ઘણું લાંબુ આયુષ્ય ભોગવીને દેવલોક પામ્યા આ બનાવને ( સંવતે ૧૯૬૯ માં ) એકસો ચૌદ વર્ષો થઇ ગયાં છે. હજુ પણ પાંડરશીંગામાં ભક્તના વંશજોએ તેમનાં ચરણ પધરાવી તે પર એક દેવળ બંધાવેલું છે તે વિદ્યમાન છે. આ પ્રમાણે

---

* એવું કહેવાય છે કે કોઠીમાં શો ચમત્કાર છે કે અન્ન ખુટતુંજ નથી તે જોવાના કુતૂહલથી શંકરે મના કર્યા છતાં તેનું ઢાંકણું પછીથી કોઈએ ઉઘાડયું હતું જેથી હવે તે ચમત્કાર જોવામાં આવતો નથી.

તેમના વંશજો માટે શુરા ભકત ભકિત અને નીતિનો મોટો વારસો મુકી ગયા ‡



---

‡ ભક્તને માટે એક ચમત્કારિક એવી વાત ચાલે છે કે તેમની માનતા માનવાથી એક વંધ્યા સ્ત્રીને પુત્ર થયો. તે સાંભળી એક મૂર્ખ સ્ત્રીએ પણ પોતાને છોકરો થાય તો ભક્તના માથામાં નાળીયેર વધેરવા માનતા માની. તેને છોકરો તો થયો તેથી માનતા પુરી કરવા તે ભક્તને ઘેર ગઈ, પણ માથામાં કેમ કરી નાળીયેર ફોડવું એ વિચારથી ખમચાણી. ભક્ત તેના મનની વાત સમજી ગયા ને અચકાયા વગર માનતા પુરી કરવા કહ્યુ. બાઇએ પણ તેમની સામા ઉભા રહી નાળીએર ભક્તના માથા ભણી ફેંકયું જે અધવચ્ચેજ કકડા થઈ ગયું ને શેષો નીચે વેરાઇ ગઈ.

# विभाग ५ मो.

## आरती स्तुति विगेरे.

આ પ્રમાણે ભક્તની વાત અહીં પુરી થાય છે. હવે કુંભનાથની સ્તુતિ વીગેરે જે બાકી છે તે લખું છું.

### સંધ્યા આરતી.

સવારે ને સાંજે બેઉ વખત આંહી જે એક અતીત રહે છે તે ઘણા ભાવથી શંકરની આરતી કરે છે* (આરતી કરવાનો વખત થાય એટલે) તે બાવો "બંમ ગીરનારી" ની બુમ પાડીને લાંબી ચલમ બે હાથે પકડી જોરથી તેના બે ચાર દમ ખેંચી ધુમાડાના ગોટેગોટા કાઢે છે. પછી બીજા સાથીઓને તે પીવા આપીને પોતે સ્નાન કરવા તળાવ ભણી જાય છે. ત્યાં ન્હાઇને શરીરે ખુબ ભસ્મ લગાવી દાઢી અને માથાના વાળ ઓળીને સરખા કરી તથા ગળામાં પુષ્કળ માળાઓ પહેરી બાવાજી શંકરના દેવળ ભણી જાય છે. પ્રથમ તો પાણી વતી બધું સાફસુફ કરી નાખે છે. તે પછી વિવિધ પ્રકારે દેવની પૂજા કરે છે. તેમને પંચામૃતો અને અર્ધ્ય આપે છે, અને અબીલ ગુલાલ ચંદન તથા તાજાં ઉઘડેલાં પુષ્પ વીગેરેથી શંકરની પૂજા કરે છે. ઘીના અનેક દીવાઓ ચારે બાજુ જળહળી રહે છે, શંખ અને ઝાલરો વગાડાય છે, દેવળનો મોટો ઘંટ પણ મધુર અવાજ

---

* તદુપરાંત દામનગરના રહીશ જ્ઞાતે મોઢ ચાતુર્વિંદ્ય બ્રાહ્મણ સદ્ગત દીક્ષિત નરભેરામ માધવજીના વંશજો સરકાર તરફથી આ મહાદેવના બ્રાહ્મણ પૂજારી છે ને તે બદલ તેમને વર્ષાસન મળે છે.

કરે છે, તથા નગારૂં ગર્જના કરી રહ્યું હોય છે. હાથમાં છડી લઇને છડીદાર ઉભો હોય છે તે ઘણા પ્રેમથી શંકરની નેકી પોકારે છે. બે બાજુ બે માણસો ઉભા રહી શંકરને હળવે હળવે ચમર ઢોળે છે. બાવાજી હાથમાં મોટી આરતી લઇ વાંકા વળીવળીને દેવને ઉતારતા બોખરા અવાજથી કોઇ ના સમજી શકે તેવી રીતે શંકરની સ્તુતિ બોલતા હોય છે. બ્રાહ્મણો વિવિધ પ્રકારનાં સ્તોત્રો ભણતા હોય છે. અને શ્રદ્ધાળુ માણસો દેવને પ્રણામો કરતા હોય છે તે વખતે તેમની આંખોમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગે છે. એ પ્રમાણે સર્વ કોઇ દેવના પણ દેવ મહાદેવની ભક્તિમાં મગ્ન થઇ નીચે મુજબ તેમની સ્તુતિ કરે છે.

## શિવસ્તુતિ.

હે પ્રભો ! અમે તો તારી આગળ બાળાં ભોળાં અને કાલાં ઘેલાં જેવાં છીએ. અમારાં હૃદય કેળવાયા વિનાનાં ઝડ જેવાં છે તેથી અમે ઘણી ભૂલો કરીએ છીએ તો પણ અમને આશ્રિત ગણીને ત્હારાથી અળગા નહીંજ કરો એવી અમારી આશામાં અમને નિરાશ કરીશ નહીં.

હે કૃપાળુ ! જે ઠેકાણે નાના મોટા સર્વ દેવોનાં માથાં નમે છે ને જેને બ્રહ્મા અને વિષ્ણુના પણ માથાના મુગટ અડે છે એવાં તારાં ચરણ તેજ અમારૂં શરણનું ઠેકાણું છે. અમારે મન ત્રણ ભુવનમાં એનાથી મોટું કાંઇજ નથી.

કદી પણ જુઠું બોલવાની, ઝેરના ભડકા જેવી ચડસાચડસી કરવાની, તથા ખોટાં કામ કરવા માટે અમારી કદિ કુબુદ્ધિ થશો નહીં. ખોટા પ્રપંચ અને છળભેદથી અમારાં હૃદય સદા દૂર રહેજો.

કુછંદ અને કજીયો કંકાસ કરવા અમને મન થશો નહીં પણ

હમેશાં સૌ સાથે સંપીને રહેવા તું અમને શિખવજે. સ્વપ્ને પણ કદિ નીતિના ઉત્તમ માર્ગથી અમે ભ્રષ્ટ થઇએ નહીં એમ કરજે, તથા ઠગારી એવી જે તૃષ્ણા ને હુંપદ એ અમારાથી વેગળાંજ હજો.

સંસારમાં અમારા સઘળા માર્ગો કંઇ પણ ખાંચખુંચ વગરના સીધા અને સહેલા હજો. તેમાં દુઃખ રૂપી કાંટા રહેશો નહીં. અને ઠગારા લોકોનો ત્રાસ પણ અમને તે માર્ગે જતાં નડશો નહીં. અમારૂં જીવન સદા સાદું સુખરૂપ અને સ્નેહભર્યું હજો, અને હે વિભો ! અમારા હૃદય રૂપી મંદીરમાં તું હંમેશાં વાસ કરીને રહેજે.

અમારી યુવાનીનો વખત કોઇપણ સારા ધંધામાંજ વ્યતિત થજો અને તે મહેનતથી અમને કાંઇક લાભ પણ થજો. સઘળા માણસોનું કલ્યાણ કરવાના માર્ગોમાંજ અમારો આનંદ હજો. અમારો જીવન રૂપી વ્હેળો હમેશાં શાંતિમાંજ વહ્યે જજો.

અમારી પ્રજા અવળે માર્ગે ચાલનારી ન થતાં સ્વદેશના અભિમાનવાળી અને સર્વના હિતમાંજ આનંદ માનનારી થજો. વળી ઘડપણમાં અમને કેવળ શાંતિનોજ અનુભવ થજો, અને અમારા છેલ્લા શ્વાસો ત્હારા સ્મરણમાંજ વિરામ પામજો મળી જજો.

## અંતિમ.

આ પ્રમાણે સાદી સ્તુતિ કરીને તે બધાં માણસો દેવને પ્રણામ કરે છે, તથા હોંશથી દેવની પ્રદક્ષિણા ફરે છે. વળી એક વાર ફરીથી દેવને નમન કરી તે બધાં શ્રદ્ધાળુ લોકો ત્યાંથી પોતપોતાને ઘેર જાય છે. આ પ્રમાણે તેઓ હમેશ કરે છે. સર્વ દેવોના દેવ શંકર પણ તેમની પર દયા લાવી તે સર્વના મનની આશાઓ પરિપૂર્ણ કરે છે. મ્હારા એ તે ઇષ્ટદેવ હોવાથી હું પણ તેમને ફરી ફરીને વિનતિ કરૂં છું કે હે પ્રભો ! હમેશાં મારી દૃષ્ટિ તારા ચરણમાંજ ઠરી રહેજો.

## માર્ગદર્શન.

ભાવનગરથી "ભાવનગર સ્ટેટ રેલ્વે" ધોળા જંકશન થઇ ઢસા જાય છે. ઢસેથી કુંડલે જતાં દામનગરના સ્ટેશનની સામેજ ગાડીમાંથી પણ આકાશને અડકતાં કુંભનાથનાં મોટાં ધામ દૂરથી એ નજરે પડે છે. જેમને ત્યાં જવું હોય તેમણે દામનગરના સ્ટેશને ઉતરીને જવું કારણ કે તે દેવની ભાવથી સેવા કરતાં જન્મ મરણના ફેરામાંથી મુક્ત થવાય છે.

## લેખકની નોધ.

સંવત ૧૯૬૯ ની નિર્મળા નામની મોટી અગીઆરશ ને શનીવારને દિવસે મુંબઇ બેટમાં આ બધી જુની ઐતિહાસિક હકીકત પુરેપુરી લખી છે. મારી જન્મભુમિ પણ પાંડરસીંગા ગામજ છે. ને ત્યાં શુરા ભક્તની પાડોશમાંજ મારૂં ઘર છે. હું કાવ્ય રચના જાણતો નથી, તેમજ કવિ હોવાનો દાવો પણ કરતો નથી. આ તો મેં ફક્ત કાલું ઘેલું અથઇતિ વર્ણનજ કર્યું છે. જેમ હંસ પાણી પડતું મુકી દૂધ પીયે છે તેમ મ્હારા આ કાવ્યમાંથી ડાહ્યા માણસો સાર વસ્તુજ ગ્રહણ કરશે.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૧૧ | સ્વથી | રવથી |
| ૮ | ૧૦ | હે | હેઠ |
| ૮ | ૧૧ | ગોહલ | ગોહિલ |
| ૯ | ૩ | ત | તે |
| ૧૧ | ૫ | ન | ને |
| ૧૨ | ૧ | ચાક | ચોક |
| ૧૯ | ૧ | શવરાત્રિનો | શિવરાત્રિનો |
| ૨૧ | ૮ | નળાવ | તળાવ |
| ૨[illegible] | ૯ | દોડાવના | દોડાવતા |
| ૨૪ | ૧૧ | દામનગ્ર | દામનગ્ર |
| ૨૫ | ૧૭ | ડ | ગડ |
| ૨૫ | ૧૮ | ઝક | ઝબક |
| ૩૨ | ૩ | યાગી | યોગી |
| ૩૩ | ૧૪ | ને | તે |
| ૩૩ | ૧૬ | કમ | કર્મ |
| ૩૪ | ૪ | પુલક્તિ | પુલકિત |
| ૩૫ | ૧ | અંતર્ધ્યાન | અંતર્ધાન |
| ૩૭ | ૧૦ | ગયાં | ગયા. |
| ૩૯ | ૬ | ળી | વળી |
| ૪૩ | ૧૩ | એ ી | એવી |
| ૪૬ | ૧૧ | દેશ નાઝડપથી | દેશના ઝડપથી |
| ૫૦ | ૨૩ | ંને | રાંને |
| ૫૪ | ૧ | જન | પૂજન |

## આદર્શભુત જીવન માટે મળેલા અભિપ્રાયોમાંના કેટલાક.

As its name implies it tries to depict what an ideal life is and should be.

K. M. Zaveri Modern Review Jan. 16.

...આ દુઃખી સંસારમાં મનુષ્ય જીવન સુખમય રીતે કેમ ગળાય અને તે આદર્શભૂત જીવન ક્યારે મનાય તે દર્શાવવાનો સારો પ્રયત્ન આ ન્હાના ગ્રંથ-માં નિબંધકારે કર્યો છે. ભાષા સરળ અને સમજાય પડે એવી છે.

ગુજરાતી—તા. ૧૯–૧૨–૧૫

...ભાષા સાદી ને સરળ વાપરવાથી તે જનસમૂહને વધારે ઉપયોગી થશે. ઉપયોગી વિષયોનો સમાવેશ કરી તેમને સારી રીતે ટુંકામાં વર્ણવ્યા છે.

હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા—વડોદરા.

...નિબંધ પરિષદે પસંદ કર્યો છે. તેની યોગ્યતા સ્વીકારાઈ ગઇ છે, તેથી વિશેષ અભિપ્રાય આપવો રહેતો નથી. તમે સાહિત્યક્ષેત્રમાં મેળવેલો યશ તમને નવા પ્રયત્નોમાં પ્રોત્સાહન આપનારો થાઓ. અને તમે સાહિત્યની અને દેશની સેવા બજાવો એવી મારા હૃદયની આશા છે.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ-અમદાવાદ.

...તમારી લેખનયોગની પ્રગતિથી મને સંતોષ થાય છે. સંકલના ઘણી સારી ને ભાષા સરળ ને શુદ્ધ સામાન્ય પ્રજાવર્ગને વાંચવાનું મન થાય તેવી છે.

છગનલાલ ઠાકોરદાસ મોદી સુરત.

લેખનશૈલી શુદ્ધ ને સરળ છે કન્યાઓને અને છોકરાઓને લગ્ન તથા જનોઈના પ્રસંગ લ્હાણીરૂપે વહેંચવા ભલામણ કરૂં છું. ન્યુન કિંમત અને મનોહારિણી ભાષાશૈલીને લીધે તે અમુલ્ય ગણાય......

ગણપતરામ અનુપરામ ત્રવાડી—સુરત

...આશા રાખું છું કે આ પ્રયાસ બીજા અનેક સત્પ્રયત્નોનો પુરોગામી થશે અને આપને હાથે ગુજરાત અને ગુજરાતીને સંયમના લાભ મળશે

હીંમતલાલ ગણેશજી અંજારીયા—રાજકોટ.

...ટુંક વિચાર ઘણી સારી રીતે આપવામાં આવ્યા છે. શૈલી ઘણી સાદી ને સરળ તથા વિચારો પ્રૌઢ અને મનન કરવા યોગ્ય છે.

જામેજમશેદ ૧-૧૨-૧૫

...નમુનેદાર જીંદગી કેમ ગાળવી એ લેખકે સરળ ભાષામાં ઘણીજ સારી રીતે દર્શાવ્યું હોવાથી ઉછરતી જુવાન પ્રજાને એ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે એમ જણાય છે.

સાંજવર્તમાન ૪–૧૨–૧૫

**તૈયાર છે   તૈયાર છે   તૈયાર છે**

માસિકો પેપરો અને સાક્ષરોમાં એક અવાજે

**વખણાયલો.**

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં પાસ થયેલો

**ઇનામી નિબંધ.**

# આદર્શભૂતજીવન.

આ પુસ્તકના વાંચનથી વાંચકને પોતાનો આ... ઉચ્ચકોટિના વાતાવરણમાં વિચરતો હોય તેવો સાક્ષાત અનુભવ થાય છે અને પોતાનું જીવન પણ ઉન્નત અને આદર્શભૂત કેમ બનાવી શકાય તે ઘણી સહેલાઇથી આપોઆપ સમજી તેજ ક્ષણથી તે પ્રમાણે વર્તવા સ્વાભાવિક રીતે તેના મનમાં દૃઢ નિશ્ચય થાય છે. ભાષા સરળ ને શુદ્ધ હોઇ આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષોને સહેલથી સમજાય તેવી છે. આ પુસ્તક માટે મળેલા સંખ્યાબંધ ઉત્તમ અભિપ્રાયો-માંના કેટલાક પાછળ આપેલા છે. હસ્તકંકણને આરસીની જરૂર નથી એક વખત વાંચી ખાત્રી કરો. કીંમત રૂ. ૦ા નીચેને ઠેકાણે કર્તાને લખો.

**પ્રભાશંકર જયશંકર પાઠક.**

**પાર્વતી મેન્શન્સ—૨૦ મુંબઇ—૪**